પુજા વીધી સહીત.

# सत्यनारायण कथा.

ગુજરાતી ટીકા સાથે.

છાપી પ્રસિદ્ધ કરનાર.

पारेख. हरगोविंददास हरजीवनदास.

पुस्तकवाळा.

અમદાવાદ.

ગ્રંથોદય પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૧ સન ૧૯૦૫

# અથ શ્રીસત્યનારાયણની પૂજાનો વિધિ.

## પૂજામાં ઉપયોગી સામગ્રી.

સત્યનારાયણની પૂજા કરનાર ગૃહસ્થે પ્રથમ શ્રી સત્યનારાયણ દેવની પૂજા માટે નિચે પ્રમાણે સર્વે સામગ્રી તૈયાર કરવી:—મંડપ માટે કેળના ચાર થાંભલા, મંડપની આસપાસ બાંધવા માટે આંબાનાં પાંદડાંનું તોરણ, પીપળો, ઉંબરો, પીપર, આંબો અને વડ, એમ પાંચ જાતના વૃક્ષનાં પલ્લવો, ગોળ તથા ઘી ગણપતિના નૈવેદ્ય માટે લક્ષ્મી તથા સત્યનારાયણની સુવર્ણની મૂર્ત્તિ, ત્રાંબાનો કળશ, પંચપાત્ર, તરભાણું આચમની, જનોઇના બે જોટા, પાંચ જાતનાં રત્નો જેવાં કે સુવર્ણ, રૂપું, મોતી, લાજાવર્ત અને પવાલ, અને રત્નોને અભાવે એ રત્નોના પ્રતિનિધિ તરિકે સુવર્ણમુદ્રા, રૂપાંનાણું અથવા તો તામ્રનાણું, વસ્ત્ર તથા ઉપવસ્ત્ર, ચોખા, ઘઉં, કુંકુમ, અબીલ, દૂર્વા, ગુલાલ, સર્વોષધી, ધૂપ, પુષ્પો, હલદરના ગાઠીઆ, નાડું, એક હજાર ને એક તુલસી દલ, ત્રણ નારીયેલ, પચ્ચીસ પાન, પચ્ચીસ સોપારી, રૂપીઆનું પરચુરણ તથા પાવલાના પૈસા, કેળાં, દ્રાક્ષ, દાડિમ, નારંગી વગેરે ફળો, પુષ્પની બે માળા, પોથીને માટે રૂમાલ, શ્રીલક્ષ્મીનારાયણના સ્નાન માટે દુધ, દહિ, ઘી, મધ તથા સાકર, પુણ્યાહવાચન માટે એક ત્રાંબાંનો કળશ, શ્રીલક્ષ્મી નારાયણને પધરાવવા માટે બાજઠ, એક સફેદ, એક રાતો અને એક રાતો રેશમી અંચલો, એમ ત્રણ વસ્ત્રના કટકા, સત્ય નારાયણ દેવના નૈવેદ્ય માટે સવા શેર સાકર, સવા શેર દૂધ, સવા શેર ઘઉંનો રવો તથા સવા શેર કેળાં, આ પ્રમાણે સર્વે પૂજાની પ્રથમથીજ તૈયાર કરી રાખવી કે જેથી

પૂજા કરતી વખતે વારંવાર એસી રહેવું પડે નહીં અને શ્રીસત્યના-
રાયણ દેવની પૂજામાં વિઘ્ન પણ પડે નહીં.

## પૂજા કરવાના દિવસો તથા પૂજાનો વિધિ.

સત્યનારાયણની પૂજાને માટે શાસ્ત્રમાં પૂનેમ, અમાસ, અગ્યાર-
સ, આઠમ, સક્રાંતિ, અર્ધોદય પર્વ, જયંતી, વ્યતિપાત, રવિવાર, એ-
મ જુદા જુદા સમયો કહ્યા છે. તેમ યજમાને શ્રદ્ધા તથા ઉત્સાહ થા
ય ત્યારે પણ પૂજા કરવાની શાસ્ત્રમાં આજ્ઞા કરેલી છે. શ્રીસત્યનારા-
યણનું વ્રત કરનારા યજમાને જે દિવસે પૂજા કરવાની હોય તે દિવ
સે સપત્નીક ઉપવાસ કરવો અને દિવસે સંધ્યાવંદન, દેવપૂજન, ભ-
જન વગેરેથી પરવાર્યા પછી સાયંકાળે ફરીને પત્નીસહ નહાઇ, સ્વ-
ચ્છ વસ્ત્ર પહેરી, ખભે ઉત્તરીય વસ્ત્ર નાખીને દેવમંદિરમાં જ્યાં પૂજા
કરવાની હોય ત્યા જવું. ત્યાં શ્રીસત્યનારાયણને માટે ઉત્તરાધે અથવા
તો પૂર્વાધે મુખે પ્રથમથીજ મંડપ બંધાવીને તૈયાર રાખ્યો હોય તે
ની સમીપમાં પત્ની સાથે અથવા તો એકલાં પવિત્ર આસન ઉપર
ઉત્તરાધે મુખે અથવા તો પૂર્વાધે મુખે બેસી ત્રણ વાર હાથમાં જળ
લઇને આચમન કરવું. આચમન પછી પ્રાણાયામ કરવો. તથા યજ-
માનને અને પત્નીને ચાંલ્લો કરવો તેનો મંત્ર **स्वस्ति.** પછી પૂજા
વિધિના આરંભ માટે બે હાથ જોડીને નિચે પ્રમાણે દેવને પ્રણામ કરવા.

**ॐ श्रीमन्महागणपत्ये नमः । श्रीगुरुभ्यो नमः । श्रील-
क्ष्मीनारायणाभ्यां नमः । श्रीकुलदेवताभ्यो नमः श्रीइष्टदेव-
ताभ्यो नमः । श्रीग्रामदेवताभ्यो नमः । श्रीसर्वेभ्यो ब्राह्मणे-
भ्यो नमः ।**

નમસ્કાર કર્યા પછી બે હાથ જોડીને નિચેના મંગળ મંત્રો બોલવા.

**ॐ सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ॥ लंबोदरश्च
विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥ धूम्रकेतुर्गणाध्यक्षो भा-**

लचंद्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥ २ ॥ विद्यारंभे विवाहे च प्रवेशे निर्गमे तथा ॥ संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥ ३ ॥ शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुजं ॥ प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशांतये ॥४॥ अभीप्सितार्थसिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ ५ ॥ वक्रतुंड महाकाय सूर्यकोटिसमप्रभ ॥ निर्विघ्नं कुरु मे देव सर्वकार्येषु सिद्धिद ॥ ६ ॥ सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तु ते ॥ ७ ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥ येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ ८ ॥ सर्वेष्वारंभकार्येषु त्रयस्त्रिभुवनेश्वराः ॥ देवा दिशंतु नः सिद्धिं ब्रह्मेशानजनार्दनाः ॥ ९ ॥

## પૂજાનો વિધિ.

એ પ્રમાણે દેવતાઓની પ્રાર્થના કર્યા પછી યજમાને જમણા હાથમાં જળ લઇને આ પ્રમાણે સંકલ્પ કરવો.

अत्राद्य महामांगल्यफलप्रदे मासोत्तमे मासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे ॥ ( જે મહિનો, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર હોય તે બોલવાં. ) ममसकलदुरितोपशमनसर्वापच्छांतिपूर्वकसकलमनोरथसिद्ध्यर्थं यथासंपादितसामग्र्या गणेशगौरीवरुणब्रह्माविष्णुरुद्रलक्ष्मीसूर्यादिनवग्रहदेवतेंद्राद्यष्टलोकपालदेवतापुजनपुर्वकमंगोक्तश्रीसत्यनारायणपुजनं तथा तत्कथाश्रवणमहं करिष्ये ॥ तदंगीभूतमासनादिकलशाराधनं च करिष्ये ॥ એમ ભણીને હાથમાંનું જળ પૃથ્વીપર નાંખવું. યજમાન સંકલ્પ કરે તેટલો વખત યજમાન પત્નીએ પોતાના પતિને જમણા હાથથી સ્પર્શ કરી રાખવો. સંકલ્પ

થઈ રહ્યા પછી યજમાને બે હાથ જોડીને પ્રથમ પૃથ્વી દેવીની આરાધના કરવી કેઃ—**पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ॥ त्वं च धारय मां देवि पवित्रं कुरु चसनम् ॥** આ મંત્ર ભણીને પોતાના આસનપર પાણી છાંટવુ તથા આસપાસની ભૂમિપર પણ પાણી છાંટવું કે જેથી સ્થાનની શુદ્ધિ થાય. તે પછી હાથમાં ચોખા લઇને નીચેનો મંત્ર ભણતાં ભણતાં તે ચોખાઓને ચાર દિશાઓમાં વેરવા. તે મંત્ર આ પ્રમાણે ભણવો.

**अपसर्पन्तु ते भूता ये भूता भुमिसंस्थिताः ॥ ये भूता विघ्नकर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥ १ ॥**

## કળશ પૂજન.

આ રીતે દિગ્બંધન કર્યા પછી જે કળશના જળથી લક્ષ્મીનારાયણનું પૂજન કરવાનું હોય તે કળશનું નિચેનો મંત્ર ભણી ચંદન, પુષ્પ તથા અક્ષતથી પૂજન કરવું.

**कलशस्य मुखे विष्णुः कंठे रुद्रः समाश्रितः ॥ मूले तस्य स्थितो ब्रह्मा मध्य मातृगणाः स्मृताः ॥**

## ગણપતિ પૂજન

કળશ પૂજન કર્યા પછી તેમાં દક્ષિણા નખાવવી. પછી તે કળશમાંથી થોડું પાણી પંચપાત્રમાં લેવું અને હાથમાં જળ લઈને ગણપતિની પૂજા કરવાનો સંકલ્પ કરી, ગણપતિની પુજા કરવી. ચોખાની કે ઘઉંની ઢગલીપર એક તાંબૂલ ઉપર ગણપતિની જો મૂર્તિ હોય તો તે અથવા તો તેના પ્રતિનિધિ તરિકે સોપારીને પધરાવવું અને પછી,

**रम्यं सुशोभनं दिव्यं सर्वसौख्यकरं शुभम् ॥ आसनं च मया दत्तं गृहाण परमेश्वर ॥**

એ મંત્ર ભણીને ગણપતિના સમીપ આસનાર્થે પુષ્પ અર્પણ કરવું.

श्रीसिद्धिबुद्धिसहितमहागणपतये पादयोःपाद्यं हस्तयो रर्घ्यं समर्पयामि ॥ એમ કહીને ગણુપતિ દેવને પાદ્ય તથા અર્ઘ્ય અર્પણુ કરવો. સ્નાન કરાવ્યા પછી नवभिस्तंतुभिर्युक्तं त्रिगुणं देवतामयं ॥ उपवीतं मया दत्तं गृहाण परमेश्वर ॥ એ મંત્રથી ઉપવીત પહેરાવવું: श्रीखंडं चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरम् ॥ विलेपनं सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम् ॥ એ મંત્રથી ચંદન ચઢાવવું, अक्षताश्च सुरश्रेष्ठाः कुंकुमाक्ताः सुसोभिताः ॥ मया निवेदिता भक्तया गृहाण परमेश्वर ॥ એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવા, माल्यादीनि सुगंधीनि मालत्यादीनि वै प्रभो॥ मयाहृतानि पुजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥ એ મંત્ર ભણીને પુષ્પો ચઢાવવાં, दूर्वांकुरान्सहरितानमृतान्मङ्गलप्रदान् आनीतांस्तव पूजार्थं गृहाण गणनायक ॥ એ મંત્ર ભણીને દૂર્વા ચઢાવવી. हरिद्राकुंकुमं चंच सिंदूरादिसमन्वितम् ॥ सौभाग्यद्रव्यसंयुक्तं गृहाण परमेश्वर ॥ એ મંત્ર ભણીને સૌભાગ્ય દ્રવ્ય ચઢાવવાં.

वनस्पतिरसोद्भूतो गंधाढ्यो गंधउत्तमः आघ्रेयःसर्वदेवानां धूपोयं प्रतिगृह्यताम् ॥ એ મંત્રથી ધુપ કરવો, साज्यं वर्तिसंयुक्तं वह्निना योजितं मया ॥ दीपं गृहाण देवेशे त्रैलोक्य तिमिरापह ॥ એ મંત્રથી દીવાપર ફુલ કંકુમાં બોળીને ચઢાવવા, शर्कराखंडखाद्यानि दधिक्षीरघृतानि च ॥ आहारं भक्ष्यभोज्यं च नैवेद्यं प्रतिगृह्यताम् એ મંત્રથી ગોળ ઘીનું નૈવેદ્ય ધરવું, पुगीफलं महद्दिव्यं नागवल्लीदलैर्युतम् ॥ एलादि चूर्णसंयुक्तं ताबूलं प्रतिगृह्यताम् ॥ એ મંત્રથી પાન, સોપારી, એલચી વગેરે અર્પણ કરવાં.

इदं फलं मया देव स्थापितं पुरतस्तव ॥ तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनिजन्मनि ॥ એ મંત્ર ભણીને શ્રીફળ અર્પણુ

કરવું. हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसो: ॥ अनंतपुण्यफलदमत: शान्ति प्रयच्छ मे એ મંત્ર ભણીને યથાશક્તિ ગણપતિના સન્મુખ દક્ષિણા ધરવી.

कर्पुरकं महाराज रंभोद्भूतं च दीपकम् । मंगलार्थं महीपाल संगृहाण गणेश्वर ॥ એ મંત્રથી કપૂરની આરતી કરવી. તે પછી यानि कानि च पापानि એ મંત્ર ભણતાં ભણતાં ગણપતિને પ્રદક્ષિણા કરવી અને પછી त्वां विघ्नशत्रु दलनेति च सुंदरेति भक्तप्रियेति वरदेति सुखप्रदेति। विद्याप्रदेत्यघहरेति च ये स्तुवन्ति तेभ्यो गणेश वरदो भव नित्यमेव ॥ એ મંત્ર ભણીને હાથમાં રહેલાં પુષ્પો ગણપતિના ચરણમાં અર્પણ કરી મસ્તક નમાવીને તેમને પ્રણામ કરવા.

### અભિષેક કળશનું પૂજન.

તે પછી યજમાને પોતાના સન્મુખ ચોખાની ઢગલી કરી તેના ઉપર તાંબાનો કળશ સ્થાપન કરી हेमरूप्यादिसंभूतं ताम्रजं सुदृढं नवं । कलशं धौतकल्माषं छिद्रवर्णाविवर्जितम् ॥ એ મંત્રથી કળશની પ્રાર્થના કરવી. जीवनं सर्वजीवानां पावनं पावनात्मकम् । बीजं सर्वौषधीनां च तज्जलं पुरयाम्यहम् ॥ એ મંત્ર ભણીને કળશમાં પાણી ભરવું, सूत्रं कार्पाससंभूतं ब्रह्मणा निर्मितं पुरा । येन बद्धं जगत्सर्वं वेष्टनं कलशस्य च । એ મંત્ર ભણીને કળશને કંઠે સૂત્ર વિંટવું, देवेभ्यः पुरतो जाता देवेभ्यस्त्रियुगं पुरा । शतं तनु च या बभ्रुर्जीवनं जीवनाय च॥ એ મંત્ર ભણીને કળશમાં સર્વૌષધિ નાંખવી. दूर्वे ह्यमृतसंपन्ने शतमूलशतांकुरे ॥ शतपातकसंहर्त्रि शतमायुष्यवर्धिनि ॥ એ મંત્ર ભણીને પાણીના કળશમાં દુર્વા નાંખવી. अश्वत्थोदुंबरप्लक्षचूतन्यग्रोधपल्लवा: पंचभंगाइति प्रोक्ता: सर्वकर्मसु शोभना: ॥

विविधं पुष्पसंजातं देवानां प्रीतिवर्धनम् ॥ क्षिप्तं यत्कार्यसंभुतं कलशे निक्षिपाम्यहम् ॥ એ મંત્ર કરીને પાંચ પલ્લવો તથા પુષ્પો કળશમાં નાંખવાં. धान्यौषधिमनुष्याणां जीवनं परमं स्मृतमं ॥ क्षिप्तं यत्कार्यसंभुतं कलशे प्रक्षिपाम्यहमं ॥ એ મંત્રે કરીને કળશમાં ધાન્ય પ્રક્ષેપ કરવો. पुगीफलमिदं दिव्यं पवित्रं पापनाशनमं । पुत्रपौत्रादिफलदं कलशे निक्षिपाम्यहमं ॥ એ મંત્ર ભણીને કળશમાં સોપારી નાંખવી. हिरण्यगर्भे એ મંત્ર ભણીને કળશમાં દક્ષિણા તરિકે સુવર્ણ અથવા તો રૂપાનાણું નાંખવું, कनकं कुलिशं नीलं पद्मरागं च मौक्तिकं ॥ एतानिं पंच रत्नानि कलशे निक्षिपाम्यहमं ॥ એ મંત્ર વડે પાંચ રત્નો અને તેને અભાવે રૂપાનાણું યથાશક્તિ નાંખવું. તે પછી હાથમાં અક્ષત લઇ नमो नमस्ते स्फटिकप्रभाय सुश्वेतहाराय सुमंगलाय । सुपाशहस्ताय झषासनाय जलाधिनाथाय नमो नमस्ते ॥ वरुणमावाहयामि એમ બોલીને હાથમાંના અક્ષતો કળશને છાંટવા તે પછી वरुणायनमः એમ બોલી, ચંદન પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, ફલ, મુખવાસ, તાંબુલ, દક્ષિણા વગેરે વરુણ દેવની પાસે તે તે પદાર્થોનાં નામની સાથે समर्पयामि એમ કહીને મૂકવાં. છેવટે अनया पुजया सांगः सपरिवारो वरुणदेवः प्रीयतामं એમ કહીને હાથમાંનું પાણી જમીનપર નાખવું. તે પછી કંકુથી હાથ ખરડી, કળશ ઉપર નારીયેળ મુકીને તે કળશ હાથ વડે જમણા ખભા તરફ ઝાલી રાખવો. અને યજમાન પત્નીએ તેટલો વખત પોતાનાં પતિને અડકી રહેવું. યજમાને તે કળશ હાથમાં રાખતી વખતે ઉભડક થઈ પૃથ્વીપર ધુંટણ ટેકવીને બેસવું અને પોતાના પુરોહિતના તરફ જોઇને કહેવું કે भो ब्राह्मणाः मह्यं सकुटुंबिने महाजनान्नमस्कुर्वाणाय आशीर्वचनमपेक्षमाणाय अस्य

**कर्मण:पुण्याहं भवन्तो ब्रुवन्तु** એટલે પુરોહિતે તેના ઉત્તરમાં ત્રણવાર કહેવું કે **पुण्याहमं पुण्याहम पूण्याहमं** ફરીને યજમાને કહેવું કે **भो ब्राह्मणा: मह्यंस. अस्य कर्मण: कल्याणं भवंतो ब्रुवन्तु** એટલે પુરોહિતે **कल्याणमं** એ પદ ત્રણ વાર બોલવું. ફરીને યજમાને કહેવું કે, **भो ब्राह्मणा: मह्यं स. अस्य कर्मणः ऋद्धिं भवन्तो ब्रुवंतु** એટલે પુરોહિતે **कर्म ऋध्यतामं** એમ ત્રણવાર કહેવું. ફરીને યજમાને કહેવું **भो ब्राह्मणा: मह्यं सं. अस्य कर्मणः स्वस्ति भवन्तो ब्रुवंतु** એટલે પુરોહિત **स्वस्ति** એમ ત્રણવાર કહેવું. ફરીને યજમાને કહેવું કે **भो ब्राह्मणा: अस्य कर्मणः श्रीरस्त्विति भवन्तो ब्रुवन्तु** એટલે પુરોહિતે **अस्तु श्री:** એમ ત્રણવાર બોલવું.

પછી પુરોહિતે યજમાન અને યજમાન પત્નીને પેલા મંગળ કળીશના જળવડે અભિષક કરવો અને તે વખતે યજમાન પત્નીને યજમાનને ડાબે પડખે બેસાડવી અને નિચેના મંત્રોથી કુળશમાંનાં પાણીવડે યજમાન અને યજમાનની પત્નીપર જળનો અભિષેક કરવો. **भगं ते वरुणो राजा भगं सूर्यो दिवाकर: ॥ भगमिंद्रश्च वायुश्च भगं सप्तर्षयो दधौ ॥ यत्ते केशेषु दौर्भाग्यं सीमन्तं यच्च मुर्धाति ॥ ललाटे कर्णयोरक्ष्णोरापो निघ्नन्तु ते सदा**

## નવ ગ્રહનું તથા આઠ લોકપાળનું પૂજન.

આ રીતે અભિષેક થઈ રહ્યા પછી પૂજા કરનાર યજમાને હાથમાં જળ લઇ નવગ્રહ તથા અષ્ટ લોક પાળની પૂજા માટે સંકલ્પ કરવો અને સત્યનારાયણની સ્થાપના માટે ચોખાનું અષ્ટ દળ કરી તે ઉપર આઠલોકપાળોનું અને તેની ઉપરના ભાગમાં નવ ગ્રહોનું સ્થાપન કરવું. નાગરવેલના પાનપર દરએક લોક પાલને દરએક ગ્રહના પ્રતિનિધિ તરિકે એકેકું સોપારી મુકી જવું અને તેમાં

લોકપાલની તથા ગ્રહદેવતાની ભાવના કરવી. અને તે બધાનું અનુક્રમે પૂજન કરી જવું. અર્થાત્ તે તે ગ્રહનાં નામનો ઉચ્ચાર કરીને **नमः** પદથી તે તે લોકપાળને તથા ગ્રહને પાદ્ય, અર્ઘ, સ્નાન, આચમન, ગંધ, અક્ષત, પુષ્પ વગેરે અર્પણ કરવાં. તે પછી બાજોઠપર સફેદ અંચલો પાથરેલો હોય તેના ઉપર ચોખાવડે અષ્ટદળ કરવું અને તે ઉપર તાંબાનો કળશ સ્થાપન કરીને તેને પંચપલ્લવથી અલંકૃત કરવો, તેનાપર રૂપાંની કે તાંબાની તરભાણી મૂકી તે ઉપર રેશમી અંચલો પાથરીને તેનાપર શ્રીસત્યનારાયણની તથા લક્ષ્મીની મૂર્તિ પધરાવવી અને શાસ્ત્રોક્ત વિધિથી પૂજન કર્યા પહેલાં તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવી.

## સત્યનારાયણનો પૂજન વિધિ.

યજમાને હાથમાં જલ લઇ **अत्राद्येत्यादि** પૂવની પેઠે બોલીને **अस्यामुर्तेः अंगप्रत्यंगसंधिसमुत्पन्नं आतपाग्निसंयोगजनितदोषपरिहारार्थं अग्नयुत्तारणमहं करिष्ये ॥** એ રીતે સંકલ્પ કરી મૂર્તિને ઘી લગાડીને તેના ઉપર પાણીની ધારા કરવી. પછી લક્ષ્મીનારાયણની મૂર્તિને હાથમાં લઇ **आं ह्रीं क्रीं यं रं लं वं शं, षं हं, ळं क्षं हं सः सोहम् ॥** આ મૂર્તિમાં પ્રાણ આવો ! **आं ह्रीं हंसः सोहं ॥** આ મૂર્તિમાં જીવનો સંચાર થાવ ! **आं ह्रीं. हंसः सोहं ॥** એમ કહીને આ મૂર્તિમાં સર્વ ઇંદ્રિયોનો વાસો થાવ ! એમ કહેવું. તે પછી '**श्रीशांताकार**' એ મંત્રે કરીને શ્રી લક્ષ્મીનારાયણનું ધ્યાન કરવું. અને નીચેના મંત્રથી આવાહન કરવું:—**आवाहये त्वां गरुडोपरिस्थितं रमार्द्धदेहं सुरराजवंदितम ॥ कसांतकं चक्रगदाब्जहस्तं भजामि देवं वसुदेवसुनुमं ॥** એ મંત્રથી નારાયણનું આવાહન કરવું. **सिंहासंने रत्नमये सदैव हेमाभपीतांवरशोभमाने ॥ कृपानिधे नंदन विश्वमूर्त्ते स्थिरो-**

भवास्मिन् मम यज्ञसिद्ध्यै ॥ એ મંત્ર ભણીને આસન તથા પાદ્ય અર્પણ કરવું सुवर्णपात्रे यमुनाजलं च गंधाक्षतैः पुण्य युतैश्च ह्येतत् ॥ मयार्पितं पाद्यमिदं गृहाण भो जानकीनाथ नमोनमस्ते ॥ એ મંત્ર ભણીને પાદ્ય અર્પણ કરવું. सुनिर्मलं जह्नुपदाब्धिनिर्गतं गंधादियुक्तं महदद्भुतं च ॥ निवेदितं विश्वगुरो च तोयं गृहाण ह्यर्घ्यं भगवन्नमस्ते ॥ આ મંત્ર ભણીને અર્ઘ અર્પણ કરવો. भो पुण्यकीर्त्तेश्वर विश्वबाहो ब्रह्मादिभिः पूजितपादपद्म ॥ गृहाण देवेश मया निवेदित माच्यमन्यतां विश्वविनोदि विष्णो ॥ એ મંત્ર ભણીને આચમન આપવું. તે પછી सुस्वादुनातिरूच्येम गव्येन पयसा विभो ॥ स्नानीयं ते महाभक्तया गृहाण पुरुषोत्तम ॥ એ મંત્ર ભણીને દુધથી સ્નાન કરાવવું, અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, चंद्रमंडल संकाशं सर्वदेवप्रियं दधि ॥ स्नपनार्थं मया दत्तं प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ એ મંત્ર ભણીને દહિથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, घ्रतकुंभसमायुक्तं घ्रतयोने घ्रतप्रिय । घ्रतभुक घ्रतदातासि घ्रतं स्नानाय गृह्यातताम् ॥ એ મંત્ર ભણીને ઘીથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, मधू मधुरूपो वसंतस्त्वं त्वमेव सर्वदा विभो ॥ मधुसुदनसंप्रीत्यै मधु स्नानाय गृह्यताम ॥ એ મંત્ર ભણીને મધથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું, शर्कराघ्रतसंयुक्तं त्वमेव शर्करा प्रभौ ॥ अनंत शर्करा प्रीत्या स्नानाय प्रतिगृह्यताम॥ એ મંત્ર ભણીને શર્કરાથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું. તે પછી શ્રીલક્ષ્મીનારાયણ ઉપર પુરૂષ સુકતથી અથવા તો વિષ્ણું સુક્તથી જળવડે અભિષેક કરવો. અભિષેક કર્યા પછી वेदसूक्तसमायुक्ते यज्ञसामसमन्विते । सर्ववर्णप्रदे देव वाससी प्रतिगृह्यताम् ॥

એ મંત્ર ભણીને શ્રીલક્ષ્મીનારાયણને વસ્ત્ર પહેરાવવાં, **ब्रह्मविष्णुमहेशैश्च निर्मितं ब्रह्मसूत्रकम् ॥ यज्ञोपवीतदानेन प्रीयतांकमलापतिः** એ મંત્ર ભણીને યજ્ઞોપવીત પહેરાવવું. **श्रीखंडं चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरं ॥ विलेपन सुरश्रेष्ठ चंदनं प्रतिगृह्यताम्** એ મંત્ર ભણીને ચંદન ચઢાવવું. **हरिद्रारंजिता देवी परसौभाग्यदायिनी । अतस्त्वां पूजयिष्यामि गृहाण परमेश्वरि ॥** એ મંત્ર ભણીને લક્ષ્મીજીને હરિદ્રા ચઢાવવી, **कुंकुमं कामदं दिव्यं कामनाकामसंभवमं । कुंकुमेनार्चितो देवि गृहाण परमेश्वरी ॥** એ મંત્રવડે કુંકુમ ચઢાવવું. **अक्षताश्च सुरश्रेष्ठाः कुंकुमोक्ताः सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥** એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવા. **मल्लिकादिसुगंधीनि मालत्यादीनिवै प्रभो । मयाहृतानि पूजार्थं पुष्पाणि प्रतिगृह्यतामं ।** એ મંત્ર ભણીને શ્રીસત્યનારાયણને પુષ્પો ચઢાવવાં. તે પછી વિષ્ણુંના સહસ્ત્ર નામવડે શ્રીનારાય ઉપર એક હજાર તુલસીદલ ચઢાવ્યા તુલસીદલ ચઢાવ્યા પછી **वनस्पतिरसोद्भुतो गंधाढ्यो गंधउत्तमः आघ्रेयः सर्वदेवानां धूपोयं प्रतिगृह्यतामं** એ મંત્રવડે ધુપ કરવો, **साज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह ॥** એ મંત્ર ભણીને દીપક અર્પણ કરવો. **घृतपक्कं हविष्यान्नं पायसं च सशर्करं । कदलीदुग्धसंयुक्तं नैवेद्यं प्रति गृह्यतामं ॥** એ મંત્રવડે સીરાનું તથા ફળનું નૈવેદ્ય અર્પણ કરવું. તે પછી હાથ અને મુખ પક્ષાલન કરાવીને નિચેના મંત્રથી સત્યદેવને આચમન કરાવવું. **लवंगकर्पुरंयुतं तांबूल सुरपुजितमं । प्रीत्या गृहाण देवेश मम सौख्यं विवर्धय ॥** એ મંત્ર ભણીને તાંબુલ અર્પણ કરવું. **हिरण्यगर्भगर्भस्थं** એ મંત્ર ભણીને સત્યદેવની સમીપ દક્ષિણા મુકવી. **इदं फलं मया देव स्थापितं पुरतस्तव**

॥ **तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि** ॥ એ મંત્ર ભણીને શ્રીસત્યદેવના ચરણારવિંદમાં શ્રીફળ અર્પણ કરવું. **चतुर्वर्तिसमायुक्तं घ्रतेन च सुपुरितम् । नीरांजनेन संतुष्टो भवत्वेव जगत्पतिः** ॥ એ મંત્રથી સત્યદેવની આરતી કરવી. તે પછી **यानि कानि च पापानि जन्मांतरकृतानि च । तानि तानि विनश्यन्ति प्रदक्षिणपदे पदे** ॥ એ મંત્ર ભણતાં ભણતાં શ્રીસત્યદેવને પ્રદક્ષિણા કરવી. તે પછી બન્ને હાથમાં પુષ્પ લઇને નીચેના મંત્રથી પુષ્પાંજલી કરવી. **विद्याबुद्धिधनैश्वर्यं पुत्रपौत्रादिसंपदः ॥ पुष्पांजलि प्रदानेन देहि मे ईप्सितं वरम्** ॥ આ રીતે પુષ્પાંજળિ થઇ રહ્યા પછી બે હાથ જોડીને શ્રીસત્યદેવની નિચે પ્રમાણે પ્રાર્થ કરવી **यन्मया भक्तियुक्तेन पत्रं पुष्पं फलं जलम् । निवेदितं च नैवेद्यं तद्गृहाणानुकंपया ॥ मंत्रहीनं क्रीयाहीनं भक्तिहीनं जनार्दन ॥ यत्पूजितं मया देव परिपुर्णं तदस्तु मे ॥ अमोघं पुंडरीकाक्षं नृसिंहं दैत्यसुदनम् ॥ हृषीकेशं जगन्नाथं वागीशं वरदायकम् ॥ गुणत्रयं गुणातीतं गोविंदं गरुडध्वजम् ॥ जनार्दनं जनातीतं जानकीवल्लभंहरिम् ॥ प्रणमामि सदा भक्त्या नारायणमतः परम् ॥ दुर्गमे विषमे घोरे शत्रुभिः परिपीडिते ॥ निस्तारयस्व सर्वेषु तथा. निष्टफलेषु च नामान्येतानि संकीर्त्य ईप्सितं फलमाप्नुयात् ॥ सत्यनारायणं देवं वंदेहं कामदं प्रभुं लीलया विततं विश्वं येन तस्मै नमोनमः** ॥ એ રીતે પ્રર્થનાકરવી

## પોથીની તથા પૌરાણિનીક પૂજા.

પછી યજમાને તથા ઘરનાં સૌએ કથાની પોથીની તથા કથા કહેનારા પૌરાણિકની પૂજા કરીને શાંત મનથી કથા શ્રવણ કરવી. કથા શ્રવણ કર્યા પછી પુનઃ યજમાને જમણા હાથમાં જળ લઇને **श्रीसत्यनारायणस्य उत्तरपुजनं करिष्ये** એવો સંકલ્પ કરીને શ્રી

સત્યનારાયણ દેવને ફરી ચંદન, પુષ્પ, અક્ષત વગેરે ચઢાવવાં અને પછી તેમની સમીપમાં મિષ્ટાન્ન તથા જાતજાતનાં ફળો નૈવેદ્ય તરિકે ધરવાં તથા તાંબુલાદિક ધરીને નીચેના મંત્રથી આરતી કરવી. **मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वजः ॥ मंगलं पुंडरीकाक्षो मंगलायतनं हरिः ॥** તે પછી સૌએ હાથ ધોઇ પુષ્પો લઇને નીચેનો મંત્ર ભણતાં ભણતાં સત્યદેવને પુષ્પાંજલિ અર્પણ કરવી. **यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतस्तुन्वंति दिव्यैस्तवैर्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ॥ ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः** પુષ્પાંજલિ થયા પછી સૌએ યથાશક્તિ શ્રીસત્યનારાયણને ભેટ ધરવી તથા કથા કહેનારા વ્યાસને દક્ષિણા અને વ્યાસે અથવા તો પુરોહિતે યજમાનને તથા યજમાન પત્નીને ચાંદલો કરવો અને આશીર્વાદ આપી તે કંકુવાળા અક્ષત સર્વના ઉપર નાંખવા. તથા સૌને શ્રીસત્યનારાયણનો પ્રસાદ આપવો. બીજે દિવસે પ્રભાતમાં શ્રીસત્યનારાયણનું વિસર્જન કરવું વિસર્જન કરતી વખતે નિચેનો મંત્ર ભણવો.

**यान्तु ग्रहगणाः सर्वे स्वशक्त्या पूजिता मया॥ इष्टकामप्रासिद्ध्यर्थं पुनरागमनाय च ॥ शुभेकर्मणि पुनरागमनमस्तु ॥**

**॥ इति श्रीसत्यनारायणस्य पुजा समाप्त ॥**

# अथ सत्यनारायण कथा प्रारंभ.



## अध्याय १ लो.

॥ श्रीगणेशायनमः ॥ व्यासोउवाच ॥

एकदा नैमिषारण्ये ऋषयः शौनकादयः ॥

पप्रछुमुनयः सर्वेसूतं पौराणिकं खलु ॥ १ ॥

અયોધ્યાની સમીપે નીમીશા રણ્યમાં, રહેનારા અને જોનારા, સૌનક આદી રૂષીઓ, સંપુર્ણ પુરાણો જાણનારા સૂત નામના પુરાણીને નિશ્ચયનો પ્રશ્ન કરતા થયા. ॥ ૧ ॥

व्रतेन तपसाकेन प्राप्यते वांछितं फलम् ॥

तत्सर्वं श्रोतुमिच्छामः कथयस्व महामुने ॥ २ ॥

કે હે મહા મુને ? કીયુ વ્રત અથવા તપ કર્યાથી વાંછીત ફળ પ્રાપ્ત થાયછે, તે શ્રવણ કરવા અમે ઇચ્છા કરીએ છીએ, માટે આપ અમને કથન કરો. ॥ ૨ ॥

॥ सूतउवाच ॥

नारदे नैव संपृष्टो भगवान् कमलापतिः ॥

सुरर्षये यथैवाह तच्छृणुध्वं समाहिताः ॥ ३ ॥

એવો પ્રશ્ન શ્રવણ કરીને સૂતજી કહેછે, કોઇ કાળને વિશે દેવરષી નારદજીએ શ્રીકૃષ્ણજીને વૈકુંઠમાં એવોજ પ્રશ્ન કર્યો હતો-તેમાં જે શ્રીકૃષ્ણભગવાને ઉત્તર આપ્યો તેજ હું તમને કહુંછું. તે તમો સાવધાન થઇને સાંભળો. ॥ ૩ ॥

**एकदा नारदोयोगी परानुग्रह कांक्षया ॥**
**पर्यटन्विविधाँल्लोकान्मर्त्य लोक मुपागतः ॥ ४ ॥**

આ પ્રશ્ન શ્રીભગવાનને કરતા પેહેલાં શ્રીનારદજી રૂપી એક વખત મનુષ્ય લોકમાં પારકા ઉપર કૃપા કરવા આ હેતુથી આવ્યા. ૪

**ततोदृष्ट्वा जनान्सर्वान्नानाक्लेश समन्वितान् ॥**
**नानायोनि समुत्पन्नान्क्लिश्यमान् स्वकर्मभिः ॥ ५ ॥**

અને તે પછી મનુષ્ય લોકમાંના અનેક માણસો નાના પ્રકારના ક્લેશ અનેક યોનીમાં જન્મ આદિ ઘણા પ્રકારનાં દુખોભોગવે છે. અને પોતાના કર્મે કરીને ક્લેશ પામે છે એવું જોઇને. ॥ ૫ ॥

**केनोपायेन चै तेषांदुःखनाशो भवेध्धुवम् ॥**
**इतिसंचिंत्य मनसा विष्णुलोकं गतस्तदा ॥ ६ ॥**

કીયો ઉપાય કર્યાથી આ સર્વે મનુષ્યનાં દુઃખ ક્લેશ દુર થાય, એવો વિચાર મનનાં લાવી નારદરૂપી અનેક પ્રકારોના સર્વે લોકમાંથી ફરતા ફરતા વિષ્ણુ લોકમાં ગયા. ॥ ૬ ॥

**तत्रनारायणं देवं शुक्लवर्णं चतुर्भुजं ॥**
**शंखचक्र गदापद्म वनमाला विभूषितम् ॥ ७ ॥**

વૈકુંઠમાં નરદજી ગયા. અને ત્યાં શુક્લવર્ણ ચતુર્ભુજ અને દરેક હાથમાં શંખ, ચક્ર ગદા, પદ્મ ધારણ કરેલાં છે. પગસુધી લટકનારી અને શોભા આપનારી વનમાલા કંઠમાં છે. ॥ ૭ ॥

**दृष्ट्वातं देवदेवेशं स्तोतुंसमुप चक्रमे ॥ नारद उवाच ॥**
**नमो वाङ्मनसातीत रूपायानंत शक्तये ॥ ८ ॥**

એવા સર્વેત્તમ શ્રીનારાયણ દેવ ( ભગવાન ) ને જોઇ નારદરૂષીએ તેમની સ્તુતી વંદના કરવા સારૂ આરંભ કર્યો નારદજી કહેછે. વાણી અને મન એથી પણ અતીત એવા અનંત શકતી રૂપને નમસ્કાર કરૂછું. ॥ ૮ ॥

**आदि मध्यांतहीनाय निर्गुणाय गुणात्मने ॥**
**सर्वेषामादि भूताय भक्तानामार्ति नाशिने ॥ ९ ॥**

તમો આદિ મધ્ય અને અંત્ય, આ ત્રણ વગર નિરગુણ છતાં ભકતોની પીડયા મટાડવાને સગુણ થવાને આપ સર્વથી પહેલા છો. અને ભકતોનાં દુઃખ દુર કરોછો. ॥ ૯ ॥

**श्रुत्वास्तोत्रं ततो विष्णुर्नारदं प्रत्यभाषत ॥ श्रीभगानुवाच ॥**
**किमर्थ मागतो ऽसित्वं किंतेमनसि वर्तते ॥ १० ॥**

આ પ્રમાણે નારદજીએ કરેલી અસ્તુતિ સાંભળીને શ્રીભગવાન વિષ્ણુ નારદજીને કહેછે. હે નારદરૂષી તમો શો હેતુ મનમાં રાખી અહીં આવ્યા છો. ॥ ૧૦ ॥

**कथयस्व महाभाग तत्सर्वं कथयामिते ॥ श्रीनारद उवाच ॥**
**मर्त्यलोकेजनाः सर्वे नानाक्लेश समन्विताः ॥**
**नानायोनि समुत्पन्नाः पच्यंते पापकर्मभिः ॥ ११ ॥**

તમારા મનમાં જે કાંઇ હેતુ હોય તે મને કહો, તેનો ઉત્તર હું તમને કહીશ. એવું શ્રીભગવાનનું વાકય સાંભળી નારદજી રૂષી કહેછે. હે પ્રભો ? મનુષ લોકમાં સર્વ જન અનેક કલેશ થકી યુક્ત એવા અનેક યોનીમાં ઉતપન્ન થઇને પાપ કર્મથી રચી પચી રહેલા છે, ॥ ૧૧ ॥

**तत्कथं शमयेनाथ लघूपायेन तद्वद ॥**
**श्रोतुमिच्छामि तत्सर्वं कृपास्ति यदितेमयि ॥ १२ ॥**

માટે તે જનોનાં દુઃખ, હે પ્રભો જે કાંઇ સહેજસાજ ઉપાયથકી એ શાંત થાય, એવો ઇલાજ આપની કૃપા મારા ઉપર હોય તો આપની પાસેથી શ્રવણ કરવાની હું ઇચ્છા રાખુ છું. ॥ ૧૨ ॥

**॥ श्रीभगवानुवाच ॥**

**साधुपृष्टं त्वया वत्सलोकानुग्रह कांक्षया ॥**
**यत्कृत्वा मुच्यते मोहात्तच्छृणुष्व वदामिते ॥ १३ ॥**

એવું નારદજી રૂષીનું ભાષણ સાંભળી શ્રી ભગવાન કહેછે હે પુત્ર નારદજી તમે ઘણીજ સારી વાત મને પુછી લોકો ઉપર કૃપા કરવી એવી તમારી ઇચ્છા છે તો જે વ્રત કર્યાથી તમાએ કહેલા બધા પીડારૂપી મોહમાંથી તે લોકો મુક્ત થશે એવો ઉપાય કહુ છું તે સાંભળો. ॥ ૧૩ ॥

**व्रतमस्ति महत्पुण्यं स्वर्गेमर्त्ये च दुर्लभम् ॥**
**तवस्नेहान्मयावत्स प्रकाशः क्रियते ऽधुना ॥ १४ ॥**

હે પુત્ર ઘણું પુણ્ય આપવાવાળુ મનુષ્ય લોકમાં અને સ્વર્ગમાં પણ દુર્લભ એવું વ્રત છે, તે તમારી સાથે સ્નેહભાવ હોવાથી હમણાં કહુછુ. ॥ ૧૪ ॥

**सत्यनारयणस्येदं व्रतं सम्यग्विधानतः ॥**
**कृत्वासद्यः सुखं भुक्त्वा परत्रमोक्ष माप्नुयात् ॥ १५ ॥**

સત્યનારાયણ દેવનું વ્રત ઉત્તમ પ્રકારે અને વિધિયુકત કર્યા-

થી માણુસ તત્કાલ સુખ પામશે અને દેહ છુટયા પછી પણ પ-
રલોકમાં મોક્ષગતે પામશે. ॥ ૧૫ ॥

**तच्छ्रुत्वा भगवद्वाक्यं नारदोमुनिर ब्रवीत् ॥ श्रीनारदउवा-
च ॥ किंफलं किंविधानं च कृतंकेनैवतद्व्रतम् ॥ १६ ॥**

આ પ્રકારનું ઇશ્વરનું વાકય સાંભળીને નારદજીઋષી પુછે છે
કે, તે વ્રત કર્યાથી શુ ફળ થશે ! અને તેનું વિધાન કેવું અને પુ-
ર્વે આ વ્રત કોણે કરેલુ. ॥ ૧૬ ॥

**तत्सर्वं विस्तराद्ब्रूहिकदाकार्यंहितद्व्रतम् ॥ श्रीभगवानुवाच ॥
दुःखशोकादि शमनं धनधान्य प्रवर्धनम् ॥ १७ ॥**

વેગેરે સવિસ્તર હકિકત અને તે વ્રત કયારે કરવું તે કહો. એ-
વો નારદજીનો ફરીથી પ્રશ્ન સાંભળીને શ્રી ભગવાન કહેછે હે નાર-
દજી આ સત્યનારાયણ વ્રત દુખ શોક વિગેરેને મટાડવાવાળું અને
ધન્યધાન્યને વધારવાવાળું એવું ઘણુંજ ઉત્તમ ફળ આપનાવાળુંછે ૧૭

**सौभाग्य संततिकरं सर्वत्र विजयप्रदम् ॥
यस्मिंन्कस्मिदिने मर्त्योभक्ति श्रद्धासमन्वितः ॥ १७ ॥**

આ વ્રત સ્ત્રીઓને સંતતિ અને સૌભાગ્યની પ્રાપ્તી કરવાવા
ળુ એવું છે; તેમજ પુરૂષોને પણ સર્વ વિજય આપવા વાળું એવું
ગમેતે દીવસે પુર્ણ શ્રદ્ધાથી. ॥ ૧૮ ॥

**सत्यनारायणंदेवं यजेच्चैव निशामुखे ॥
ब्राह्मणैर्बांधवैश्चैव सहितो धर्मतत्परः ॥ १९ ॥**

અપાશી રહીને સત્યનારાયણ દેવની સાયંકાલની વખતે
બ્રાહ્મણ અને પોતાના સગાવાહાલા ઇષ્ટમિત્રને બોલાવી પુજન
કરવું. ॥ ૧૯ ॥

**नैवेद्यं भक्तितो दद्यात्सपादं भक्ष्यमुत्तमम् ॥**
**रंभाफलं घृतंक्षीरं गोधूमस्य च चूर्णकम् ॥ २० ॥**

આ પુજનમાં નૈવેદ્યમાં, ઘઉંનો રવો પાંચ ચતુર્થાંશ લઈ તેમાં કેળાં, ઘી ખાંડ, નાંખી સારો શીરો કરીને અર્પણ કરવો ॥ ૨૦ ॥

**अभावेशालिचूर्णं वा शर्करा च गुडस्तथा ॥**
**सपादं सर्व भक्ष्याणि चैकीकृत्य निवेदयेत् ॥ २१ ॥**

પુજન કરનારને ઘઉંનો રવો ન મળે તો ચોખાનો લોટ લેવો ખાંડ ન હોય તો ગોળ લેવો પણ બધી જણસો સરખી એટલે પાંચ ચતુર્થાંશ લેવી. ॥ ૨૧ ॥

**विप्रायदक्षिणां दद्यात्कथां श्रुत्वाजनैःहस ॥**
**ततश्चबंधुभिः सार्धंविप्रांश्च प्रतिभोजयेत् ॥ २२ ॥**

પછી પોતાની શકતી પ્રમાણે દક્ષણા બ્રાહ્મણોને આપવી અને શ્રી સત્યનારણ વ્રતકથા પોતાનાં સગાં વાહાલાં ઇષ્ટમિત્ર સાથે શ્રવણ કરવી. તે પછી પોતાનાં સગાંવાહાલાં ઇષ્ટમિત્ર તથા બ્રાહ્મણો સાથે ભોજન કરવું ॥ ૨૨ ॥

**सपादं भक्षयेद्भक्त्या नृत्यगीतादिकं चरेत् ॥**
**ततश्चस्वगृहं गच्छेत्सत्यनारयणं स्मरन् ॥ २३ ॥**

અને ભક્તિએ કરી શ્રી સત્યનારાયણ આગળ નૃત્ય તથા ગાયન કરવું, એવી રીતે નદીના તીર ઉપર અથવા દેવાલયમાં એવું વ્રત કરીને, શ્રી સત્યનારાયણ ભગવાનનું સ્મરણ કરતે કરતે પોતાના ઘેર જવું. ॥ ૨૩ ॥

**एवंकृते मनुष्याणां वांछासिद्धिर्भवेद्ध्रुवम् ॥**
**विशेषतः कलियुगे लघूपायोऽस्ति भूतले ॥ २४ ॥**

આ રીતે આ વ્રત ભકતીથી જે માણસ કરશે, તેની મનકામના સિદ્ધ થશે, આ ઘણું કરીને કલિયુગમાં, અનેક તરેહની પીડાથકી જે પીડીત એવા લોકોને આ કહેલા ઉપાયથી આ મોટા દુખમાંથી મુકત થવા સારૂં ઘણોજ નાકાનો આ મનુષ્ય લોકમાં કહેલોજ છે. ॥ ૨૪ ॥ પ્રથમો અધ્યાય સમાપ્ત.

# इतिश्रीस्कंदपुराणे रेवाखंडेसत्यनारायणकथायांप्रथमोऽध्या

## प्रथमो १ अध्याय.

सूत उवाच ॥ अथान्यत्संप्रवक्ष्यामि कृतंयेन पुराद्विज ॥
कश्चित्काशीपुरेरम्य आसीद्विप्रोऽतिनिर्धनः ॥

સુતજી કહેછે બ્રાહ્મણ એક કહું છું કે આ વ્રત પુર્વે રમણીય એવા કાશીક્ષેત્રને વિશે રેહેનારો નિર્ધન એક બ્રાહ્મણ હતો. ॥ ૧ ॥

क्षुत्तृड्भ्यां व्याकुलोभूत्वा नित्यंबभ्राम भूतले ॥
दुखितंब्राह्मणं दृष्ट्वा भगवान् ब्राह्मणप्रियः ॥ २ ॥

તે દરરોજ ભુખે અને તરશે પીડાએલો આકુલવ્યાકુલ થઇ કાશી ક્ષેત્રમાં ફરે એ અત્યંત દુઃખીત બ્રાહ્મણને બ્રાહ્મણ જેને પ્રીય એવા જે શ્રી ભગવાન એમણે તેને જોયો. ॥ ૨ ॥

वृद्धब्राह्मण रूपस्त पप्रच्छ द्विजमादरात् ॥
किमर्थं भ्रमसेविप्र महींनित्यं सुदुःखितः ॥ ३ ॥

અને પોતાનું રૂપ બદલી ઘરડા બ્રાહ્મણનું રૂપ લઈ એ હરીહરી બ્રાહ્મણને પુછેછે કે હે બ્રાહ્મણ અત્યંત દુઃખીત એવો જે તું આ પૃથ્વી ઉપર શા સારૂં ફરે છે. ॥ ૩ ॥

तत्सर्वं श्रोतुमिच्छामि कथ्यतां द्विजसत्तम ॥ ब्राह्मणउवाच ॥

**ब्राह्मणो ऽतिदरिद्रोऽहं भिक्षार्थं वै भ्रमे महीम् ॥ ४ ॥**

આ તારૂં વૃતાંત સાંભળી ॥ હું ઇચ્છા કરૂંછું માટે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ મને કેહે. ત્યારે તે દરીદ્રી બ્રાહ્મણ કેહેછે, હું ગરીબ બ્રાહ્મણ અત્યંત દરીદ્રી છું તેથી ભિક્ષા માગવા સારૂ પૃથ્વી ઉપર ફરૂંછું ॥ ૪ ॥

**उपायं यदि जानासि कृपया कथय प्रभो ॥ वृद्धब्राह्मण उवाच ॥**
**सत्यनारायणो विष्णुर्वांछितार्थ फलप्रदः ॥ ५ ॥**

હે પ્રભો ભગવાન જો મારૂં દરિદ્ર દૂર થાય એવો કોઇ ઉપાય આપ જાણતા હો તો તે કૃપા કરીને મને કહો. એવું દરિદ્રી બ્રાહ્મણનું ભાષણ સાંભળી ઘરડો બ્રાહ્મણ કેહેછે હે બ્રાહ્મણ સત્યનારાયણ નામના વિષ્ણુ જે ઇચ્છેલું ફળ કળિયુગને વિષે પુજન કર્યા થકી આપનાર એવા પ્રતાપીછે. ॥ ૫ ॥

**तस्यत्वं पूजनं विप्र कुरुष्व व्रतमुत्तमम् ॥**
**यत्कृत्वा सर्वदुःखेभ्यो मुक्तो भवति मानवः ॥ ६ ॥**

શ્રી સત્યનારાયણ કેહેછે હે બ્રાહ્મણ તું એ સત્યદેવનું વ્રત અને પુજા સારી રીતે કર કે જે કરવાથી માણસ સર્વ દુઃખથી મુક્ત થાયછે. ॥ ૬ ॥

**विधानं च व्रतस्यापि विप्रायाभाष्य यत्नतः ॥**
**सत्यनारायणो वृद्धस्तत्रैवांतरधीयत ॥ ७ ॥**

પછી દરીદ્રી બ્રાહ્મણને રૂપ ધરનારા ઘરડા બ્રાહ્મણે વ્રતનું સર્વ વિધાન કહ્યું અને પોતે અંતર્ધ્યાન થયા. ॥ ૭ ॥

**तद्व्रतं संकरिष्यामि यदुक्तं ब्राह्मणेन वै ॥**
**इति संचिंत्य विप्रोऽसौ रात्रौ निद्रां न लब्धवान् ॥ ८ ॥**

એ ઘરડા બ્રાહ્મણે કહેલું વ્રત હું ક્યારે કરીશ એવી ઉત્કંઠાથી એ દરિદ્રી બ્રાહ્મણને તે વખતથી તે આખી રાત્રમાં ઉંઘ આવી નહીં ॥ ૮ ॥

**ततःप्रातः समुत्थाय सत्यनारायण व्रतं ॥**
**करिष्यइति संकल्प्य भिक्षार्थमगमद्द्विजः ॥ ९ ॥**

પછી બીજે દિવસે સૂર્ય ઉદય થયા પછી દરીદ્રી બ્રાહ્મણે હું આજ સત્યનારાયણનું વ્રત કરીશ એવો સંકલ્પ કરીને તે હમેશના રિવાજ મુજબ ભિક્ષા માગવા સારૂ ગયો ॥ ૯ ॥

**तस्मिन्नेव दिनेविप्रः प्रचुरंद्रव्य माप्तवान् ॥**
**तेनैववंधुभिः सार्धसत्यस्य व्रतमाचरत् ॥ १० ॥**

તે દિવસે હમેશના કરતાં એ બ્રાહ્મણને ઘણુ દ્રવ્ય મળ્યું તે મળતાં વારજ તેજ દિવસે એ દરિદ્રી બ્રાહ્મણે પોતાનાં સગાંસંબંધી ઇષ્ટમિત્ર વિગેરેને બોલાવી તે સાથે શ્રી સત્યનારાયણનું વ્રત કર્યું ॥ ૧૦ ॥

**सर्वदुःखविनिर्मुक्तः सर्वसंपत्समन्वितः ॥**
**बभूव सद्विजश्रेष्ठो व्रतस्यास्य प्रभावतः ॥ ११ ॥**

એ બ્રાહ્મણે પુર્ણ ભક્તીથી શ્રી સત્યનારાયણ દેવનું વ્રત તથા પુજન કર્યાથી થોડાજ વખતમાં દરિદ્રી બ્રાહ્મણ દુઃખથકી મુક્ત થઇને અગણિત સંપત્તિનો માલેક થયો એવો આ સત્યદેવના વ્રત તથા પુજનનો આ કલિયુગને વિશે તાત્કાલિક અનુભવ થયો તથા થશે એટલું ઐશ્વર્ય આપવાનું સામર્થ્ય આ શ્રી સત્યદેવના વ્રતમાં છે ॥ ૧૧ ॥

**ततः प्रभृतिकालं च मासिमासि व्रतंकृतं ॥**
**एवंनारायस्येदं व्रतंकृत्वा द्विजोत्तमः ॥ १२ ॥**

એવું જાણીને એ બ્રાહ્મણ દરએક મહિનામાં આવનારી પર્વણી-

ને દિવસે વ્રત એને પુજા શ્રી સત્યનારાયણદેવની કરતો એને પુણ્યથી એ બ્રાહ્મણ સર્વ પાપથી નિર્મુકત થઇને અત્યંત દુર્લભ જે મોક્ષપદ તે વિશે ગયો ॥ ૧૨ ॥

सर्वपापविनिर्मुक्तो दुर्लभं मोक्षमाप्तवान् ॥
व्रतमस्ययदाविप्राः पृंथिव्यांसं करिष्यति ॥ १३ ॥

જે વખતે શ્રી સત્યદેવનું વ્રત તથા પુજન બ્રાહ્મણ પૃથ્વી ઉપર કરશે તો તે તેજ વખતે સર્વ દુઃખોથકી મુક્ત થશે ॥ ૧૩ ॥

तदैव सर्वदुखं च मनुजस्य विनस्यति ॥
एवंनाराणेनोक्तं नारदाय महात्मनेमया ॥
तत्कथितं विप्राः किमन्यत्कथयामिवः ॥ १४ ॥

સુતજી શૌનક આદી રૂષીયોને કહેછે કે આ પ્રમાણે શ્રીમન્નારાયણે એ નારદરૂષીને કલિયુગમાં સેહેલા ઉપાયથી વાસના પુરી કરવાળું વ્રત તથા પુજન કહ્યુ તેજ મેં આપને કહ્યું. હવે એ શિવાય બીજુ આપ શું શ્રવણ કરવા ઇચ્છા રાખોછો ॥ ૧૪ ॥

ऋषयउचुः ॥ तस्माद्विप्राच्छ्रुतं केन पृथिव्यां चरितं मुने ॥
तत्सर्वं श्रोतुमिच्छामः श्रद्धास्माकं प्रजायते ॥ १५ ॥

એવું સુતજી પુરાણીનું ભાષણ સાંભળીને શૌનક આદિ રૂષીઓ કેહેછે કે હે મુને ? એ બ્રાહ્મણના મુખમાંથી એ ચરિત્ર આ પૃથ્વીમાં કોણે શ્રવણ કર્યું વિગેરે સર્વ આ વ્રતવિશે હકીકત સાંભળવાની અમોને ઘણી ઉત્કંઠા ઉતપન્ન થઈ છે ॥ ૧૫ ॥

सूतउवाच ॥ श्रुणुध्वं मुनयः सर्वेव्रतं येन कृतंभुवि ॥
एकदासद्विजवरो यथाविभव विस्तरैः ॥ १६ ॥

એવું શૌનક આદી રૂષીઓનાં ભાષણ સાંભળી સુતજી કહે

છે, હે સર્વ મુનીયો ! આ વ્રત પૃથ્વી ઉપર એ પછી કોણે કર્યું એ આપને કહુછું સાવધાન થઈને સાંભળો ॥ ૧૬ ॥

**बंधुभिः स्वजनैः सार्द्धंव्रतंकर्त्तुं समुद्यतः ॥**

**एतस्मिन्नं तरेकाले काष्ठक्रेता समागमत् ॥ १७ ॥**

પ્રથમ કહેલો બ્રાહ્મણ એક દિવસને વિશે પોતાની સંપત્તી પ્રમાણે પોતાના સગાવાહાલા ઇષ્ટમિત્ર સાથે શ્રી સત્યનારાયણદેવનું વ્રત કરવા આરંભ કરેછે એવામાં એક લાકડાનો ભારો બાંધી માથા ઊપર લેઈ વેચનારો એ ઠેકાણે આવ્યો ॥ ૧૭ ॥

**बहिःकाष्टं च संस्थाप्य विप्रस्य ग्रहमाययौ ॥**

**तृष्णया पीडितात्मा च दृष्ट्वाविप्रं कृतव्रतं ॥ १८ ॥**

તેણે માથા ઉપરનો ભારો દરવાજા બહાર મુકી શ્રી સત્યનારાયણદેવની પુજા થતી હતી ત્યાં ગયો અને એ તરશો હતો તો પણ એક ચીતથી તેણે તે બ્રાહ્મણે કરેલું પુજન જોયું અને એ વૃતની વીધી પણ જોઇ ॥ ૧૮ ॥

**प्रणिपत्य द्विजंप्राह किमिदं क्रियते त्वया ॥**

**कृतेकिंफल माप्नोति विस्तरा द्वदमे प्रभो ॥ १९ ॥**

અને તે બ્રાહ્મણને ઘણા આદરસત્કારથી નમસ્કાર કરીને બોલ્યો કે હે બ્રાહ્મણ શ્રેષ્ટ આપ આ શું કરોછો અને આવું કર્યાથી શું ફળ થાયછે તે હે પ્રભો કૃપા કરીને મને કહો ॥ ૧૯ ॥

**विप्रउवाच ॥ सत्यनारायणस्येदं व्रतं सर्वेप्सितप्रदं ॥**

**तस्यप्रसादान्मेसर्वं धनधान्यादिकं महत् ॥ २० ॥**

બ્રાહ્મણ કહેછે શ્રી સત્યનારાયણદેવનું સર્વ કામના પુર્ણ કરાવનારૂં એવું વૃત કરૂછું અને આ વૃત મેં કર્યું તે દિવસથી શ્રી સ-

ત્યનારાયણ દેવના પ્રસાદે કરીને મને ધન ધાન્ય આદી કરીને મોટી સં પત્તિ મળેલી છે ॥ ૨૦ ॥

**तस्मादेतद्व्रतं ज्ञात्वा काष्ठक्रेतातिहर्षितः ॥**
**पपौजलं प्रसादं च भुक्त्वास नगरंययौ ॥ २१ ॥**

આ પ્રમાણે તે બ્રાહ્મણના મુખમાંથી શ્રી સત્યદેવનું વ્રત લાકડાના ભારાવાળાએ સમજી લેઈ અને ઘણોજ હરખાતો તે બ્રાહ્મણે આપેલો પ્રસાદ ભક્ષણ કરી પાણી પિધુ અને પોતાના ગામવિષે ગયો ॥ ૨૧ ॥

**सत्यनारायणं देवं मनसा इत्य चिंतयत् ॥**
**काष्ठविक्रयतो ग्रामे प्राप्यते चाद्ययद्धनं ॥ २२ ॥**

પછી બીજે દિવસે ભારો વેચવા સારૂ આવતી વખતે શ્રી સત્યનારાયણ દેવ પાસે ભારાવાળાએ મનમાં સંકલ્પ કર્યો કે આજે આ ભારાની કીમત જે એ શેહેરમાંથી મળશે તે ૨૨ ॥

**तेनैव सत्यदेवस्य करिष्ये व्रत मुत्तमम् ॥**
**इतिसंचिंत्य मनसाकाष्ठं धृत्वातु मस्तके ॥ २३ ॥**

બીજા કારણે ન ખરચતાં એ પૈસાથી શ્રી સત્યનારાયણ દેવનું વ્રત કરીશ એવો નિશ્ચય કરી ભારો માથે મુકી ચાલતો થયો ॥ ૨૩ ॥

**जगामनगरे रम्येधनिनां यत्र संस्थितिः ॥**
**तद्दिने काष्ठमूल्यं च द्विगुणं प्राप्तवानसौ ॥ २४ ॥**

તે એક સુંદર નગરમાં કે જ્યાં શેઠસાહુકાર લોકો રહેતા હતા તે રસ્તામાં આવ્યો ત્યાં એક શેઠે તેને જે રોજ ભારાની કીમત મળતી હતી તેથી બમણી આપીને ભારો લીધો ॥ ૨૪ ॥

**ततःप्रसन्न हृदयः सुपक्वं कदलीफलं ॥**
**शर्करा घृत दुग्धं च गोधुमस्य च चूर्णकं ॥ २५ ॥**

ભારાવાળાને બમણી કીમત મળતાંવારજ ઘણો આનંદ થયો અને પાકેલાં કેળાં ખાંડ ઘી અને ઘઊનો રવો વિગેરે પદાર્થ શવાશેર શવાશેરના પ્રમાણમાં લેઇ બીજી પુજાની સામગ્રી વેચાથી લેઇને ઘેર આવ્યો ॥ ૨૫

**कृत्वैकत्वसपादं च गृहीत्वा स्वगृहंययौ ॥**
**ततो बंधून् समाहूय च कारविधिना व्रतम् ॥ २६ ॥**

અને સગાવાહાલા ઇષ્ટમિત્ર તથા બ્રાહ્મણોને બોલાવી મોટા સંભારંભથી વિધીપુર્વક એ વ્રત કર્યું ॥ ૨૬ ॥

**तद्व्रतस्य प्रभावेण धनपुत्रान्वितो भवत् ॥**
**इहलोके सुखं भुक्त्वा चांते सत्यपुरं ययौ ॥ २७ ॥**

સુતજી કહેછે કે પેલા ભારાવાળાએ એ વ્રત કર્યાથી તે ધનવાન તથા પુત્રવાન થઈને આ લોકમાં સર્વ સુખ ભોગવીને અંતે શ્રી સત્યપુર એટલે વૈકુંઠને વીશે ગયો ॥ ૨૭ ॥ બીજો અધ્યાય સંપુણ.

**इतिश्रीस्कंदपुराणेरेवाखंडसत्यनारायणकथायां द्वितियोऽध्या**

## त्रीजो ३ अध्याय.

**सूतउवाच ॥ पुनरग्रे प्रवक्ष्यामि शृणुध्वं मुनिसत्तमाः ॥**
**पुराचोल्का मुखोनाम नृपश्चासीन्महीपातिः ॥ १ ॥**

સુતજી કહે છે હે શૌનકાઆદી રૂપીયો ફરી આપને શ્રીસત્યનારણ દેવની વ્રત કથાનો બીજો ઈતિહાસ કહું છું તે સંભળો ૧ ઉલ્કામુખ નામનો રાજા પૃથ્વીનું પાલન કરનાર હતો. ॥ ૧ ॥

जितेंद्रियः सत्यवादी ययौ देवालयं प्रति ॥
दिनेदिने धनंदत्वा द्विजान्संतोष यत्सुधीः ॥ २ ॥

જીતંદ્રિય સત્યવાદી અને દરેક દિવસે મંદીરોમાં દેવ દર્શન માટે જઈ બ્રાહ્મણોને ઘણું દ્રવ્ય આપી સંતોષ પમાડતો હતો. ॥ ૨ ॥

भार्यातस्य प्रमुग्धा च सरोजवदना सती ॥
भद्रशीला नदीतीरे सत्यस्यव्रत माचरेत् ॥ ३ ॥

એ ઉલ્કામુખ રાજાની સ્ત્રી નામે પ્રમુગ્ધા ઘણીજ સારા સ્વભાવની કમલમુખી અને સુંદર સતી હતી તે પોતાના સ્વામીના સાથે ભદ્રશીલા નામે નદીને તીરે શ્રી સત્યદેવનું વ્રત કરતી હતી ॥ ૩ ॥

एतस्मिनं तरेतत्र साधुरेकः समागतः ॥
वाणिज्यार्थे बहुधनैरनेकैः परिपूरितः ॥ ४ ॥

એવામાં તે નદીને કાંઠે સાધુ નામે એક વાણીયો ઘણો ધનવાન અને વેપાર અર્થે ઘણાં મોતી, જવાહીર, વિગેરે ધન લેઈને નિકળેલો ॥ ૪ ॥

नावं संस्थाप्यत त्तीरे जगाम नृपतिं प्रति ॥
दृष्ट्वा सव्रतिनं भूपं पप्रच्छ विनयान्वितः ॥ ५ ॥

તેણે તે નદીને કાંડે પોતાનું વાહણ લાવી જ્યાંહાં રાણી શ્રી સત્યદેવનું વ્રત કરતાં હતાં તેમની પાસે જઈ વિનંતીપુર્વક ઘણી નમ્રતાથી પ્રશ્ન કરવા લાગ્યો ॥ ૫ ॥

साधुरुवाच ॥ किमिदं कुरुषेराजन भक्तियुक्तेन चेतसा ॥
प्रकाशं कुरुतत्सर्वं श्रोतुमिच्छामि सांप्रतं ॥ ६ ॥

સાધુ પુછેછે હે માહરાજ ? આપ ઘણી ભકતીથી સાર્થે એક

चित्ते आ वखते शुं करोछो ए गुप्त मने कहेसो एवुं हुं इच्छुंछुं. ६

**राजोवाच ॥ पूजनं क्रियते साधोर्विष्णोरतुल तेजसः ॥**
**व्रतं च स्वजनैः सार्द्धंपुत्राद्या वाप्तिकाम्यया ॥ ७ ॥**

एवा प्रकरे साधु नामे वेपारीनुं भाषण सांभळतावार राजा उल्कामुख केहेछे, हे साधु वेपारी श्री महाविष्णु सत्यदेव के जेना महिमानो पार न आवे एवा तेजस्वी तेमनुं पुत्रता, धन धान्य संपत्ती मळे, आ हेतुथी मारा सगावाहाला इष्टमित्र साथे वृत तथा पुजन करूंछुं ॥ ७ ॥

**भूपस्य वचनं श्रुत्वासाधुः प्रोवाच सादरं ॥**
**सर्वंकथयमे राजन् करिष्ये ऽहंतचोदितं ॥ ८ ॥**

एवुं राजानुं भाषण सांभळी साधु सोदागर घणा सत्कारथी केहेछे के, हे महराज आ वृतनुं जे कांइ विधान होय ते मने सविस्त केहो हुं निश्चयथी आपना कह्या मुजब आ वृत करीश. ॥ ८ ॥

**ममापि संतति र्नास्ति ए तस्मा ज्जायते ध्रुवं ॥**
**ततो निवृत्य वाणिज्यात्सानंदो गृहमागतः ॥ ९ ॥**

केम जे मने पण संतती नथी, अने आपना कह्या प्रमाणे आ सत्यदेवनुं वृत कर्याथी संतती थशे ए माटे हुं वेपारअर्थे देशांतरे न जतां घेर जइश्युं एवुं कही वेपारअर्थे जवुं छोडी हरखथी पोताने घेर आव्यो ॥ ९ ॥

**भार्यायै कथितं सर्वं व्रतं संततिदायकं ॥**
**तदाव्रतं करिष्यामि यदामे संततिर्भवेत् ॥ १० ॥**

आने वृतनो महिमा पोतानी स्त्रीने कहीने निश्चय कर्यो के ज्यारे मने संतती थशे त्यारे हुं आ वृत करीश ॥ १० ॥

**इति लिलावतीं प्राहपत्नीं साधुः ससत्तमः ॥**
**एकस्मिन्दिवसे तस्यभार्या लीलावती सती ॥ ११ ॥**

એવું લીલાવતી નામની પોતાની સ્ત્રીને સાધુ વાણીયાએ કહ્યું ॥ ૧૧ ॥

**भर्तृयुक्तानंद चित्ताभव द्धर्मपरायणा ॥**
**गर्भिणीसाभवत्तस्य भार्यासत्यप्रसादतः ॥ १२ ॥**

પછી એક દિવસે તેની સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ચાલનારી એવી પોતાના સ્વામી સાથે હરખાતી રત થયેલી શ્રી સત્યદેવના પ્રસાદે કરીને ગર્ભવંતી થઇ ॥ ૧૨ ॥

**दशमेमासि वैतस्याः कन्या रत्नम जायत ॥**
**दिनेदिनेसाव वृधे शुक्लपक्षे यथाशशी ॥ १२ ॥**

તેને દસમે મહિને રત્ન જેવી એક કન્યા થઇ ને તે જે પ્રમાણે ચંદ્રમા સુદ પખવાડીયામાં દિવસે દિવસે મોટો થતો જાય તે પ્રમાણે મોટી થતી. ॥ ૧૩ ॥

**नाम्ना कलावती चेतित नाम करणं कृतं ॥**
**ततो लीलावती प्राह स्वामिनं मधुरंवचः ॥ १४ ॥**

તેનું નામ કલાવતિ એવું થયું તે પછી સાધુ વાણીયાની લીલાવતી સ્ત્રી પોતાના સ્વામીને મધુર વચનથી બોલી કે, હે સ્ત્રી પ્રીય સ્વામી આપે માનેલુ શ્રી સત્યદેવનું વ્રત શા કારણથી કરતા નથી

**नकरोषि किमर्थं वै पुरासङ्कल्पितं व्रतं ॥ साधुरुवाच ॥**
**विवाहसमये अस्याः करिष्यामि व्रतंप्रिये ॥ १५ ॥**

એવું પોતાની સ્ત્રીનું મધુર ભાષણ સાંભળીને સાધુ વાણીયો બો-

ધ્યો કે, હે પ્રીયે એ વ્રત આપણી કલાવતી કન્યાના લગ્ન સમયને વખતે કરીશું. ॥ ૧૫ ॥

**इतिभार्यां समाश्वास्य जगामनगरं प्रति ॥**

**ततः कलावती कन्या व वृधे पितृवेश्मनि ॥ १६ ॥**

આ પ્રમાંણે સાધુ વાણીયાએ પોતાની સ્ત્રીને "સમજણ આપીને પોતે બીજા નગરવિષે વેપારને અર્થે ગયો અહીઆં કલાવતી બાપને ઘેર દિવશે દિવસે મોટી થતી ગઇ ॥ ૧૬ ॥

**दृष्ट्वा कन्यां ततः साधुर्नगरे सखिभिःसह ॥**

**मंत्रयित्वा दृतंदूतं प्रेषया मास धर्मवित् ॥ १७ ॥**

પછી લગ્ન કરવા જોગ થયેલી કન્યા પોતાની બેહેનપણીઓ સાથે પોતાના નગરમાં એ ધર્મશીલ સાધુ વાણીયાએ જોઇને પોતાના મુનીમને કન્યાનો વર જોવા સારૂ મોકલ્યો ॥ ૧૭ ॥

**विवाहार्थं च कान्या या वरं श्रेष्ठं विचारय ॥**

**तेनाज्ञप्त श्च दूतोऽसौ कांचनं नगरं ययौ ॥ १८ ॥**

આ પ્રમાણે લગ્નને માટે વર જોવાને સારૂ મોકલેલો મુનીમ કાંચન નામા નગરમાં આવી પહોંચ્યો ॥ ૧૮ ॥

**तस्मादेकं वणिक्पुत्रं समादा यागतो हिसः ॥**

**दृष्ट्वा तु सुंदरं बालं वणिक् पुत्रं गुणान्वितं ॥ १९ ॥**

અને તહાંથી એક શુંદીર રૂપવાળો વાણીયાનો પુત્ર લેઇને મુનીમ પોતાના નગરમાં આંવ્યો, ત્યારે તે ગુણવાન અને સુંદર એવો વાણીયાનો પુત્ર તે સાધુ વાણીયાએ જોઇને ॥ ૧૯ ॥

**ज्ञातिभिर्बंधुभिः सार्धपरितुष्टेन चेतसा ॥**

**दत्तवान् साधुः पुत्राय कन्या विधिविधानतः ॥ २० ॥**

પોતાના બધા નાતવાળાઓને અને સગાવાહાલા ઇષ્ટમિત્રને બોલાવીને સાથે ઘણાજ હર્ષથી પોતાની કન્યા કલાવતીનું લગ્ન એ ગુણવાન તથા વાણીયાના પુત્રની સાથે કર્યું ॥ ૨૦ ॥

**ततोभाग्य वशात्तेन वि समृतं व्रतमुत्तमम् ॥**

**विवाह समये तस्यास्तेन रुष्टोऽभवत्प्रभुः ॥ २१ ॥**

એ સાધુવાણીયો એ કન્યાના લગ્ન સમય વખતે પણ કર્મના અંતરાયે કરીને શ્રી સત્યદેવનું વ્રત કરવાનું ભુલી ગયો તેને લીધે શ્રી સત્યનારાયણદેવ તેના ઉપર કોપાયમાન થયા. ॥ ૨૧ ॥

**ततःकालेन नियतो निजकर्म विशारदः ॥**

**वाणिज्यार्थं गतःशीघ्रं जामातृसहितो वणिक् ॥ २२ ॥**

આ વાતને ઘણાએક દિવસ વીતી ગયા પછી પોતાનું કર્મ ભોગવવા સારૂ પોતાના જમાઇને સાથે લેઇને વેપારઅર્થે સાધુ વાણીયો ગયો. ॥ ૨૨ ॥

**रत्नसार पुरेरम्ये गत्वासिंधु समीपतः ॥**

**वाणिज्यम करोत्साधुर्जामात्रा श्रीमतासह ॥ २३ ॥**

તે સિંધુસમુદ્ર નજીક રતનસાગર નામના નગરમાં પોતાના જમાઇ સાથે ભારે વેપાર કરવા લાગ્યો. ॥ ૨૩ ॥

**तौगतौ नगरेरम्ये चंद्रकेतो र्नृपस्य च ॥**

**एतस्मिन्नेव कालेतु सत्यनारायणः प्रभुः ॥ २४ ॥**

તે પછી તહાંથી ચંદ્રકેતુ નામના રાજાના શોભાયમાન શહેરમાં ગયા છે એવામાં ભગવાન શ્રી કૃપાસાગર સત્યનારાયણ પ્રભુ. ॥ ૨૪ ॥

**भ्रष्टप्रतिज्ञमालोक्य शापं तस्मै प्रदत्तवान् ॥**

**दारुणं कठिनं चास्यमहद्दुःखं भविष्यति ॥ २५ ॥**

સાધુ વાણીયો જુઠું બોલનારો એવું જાણીને તેને મોટું દુ:ખ તથા બંધન તિરસ્કાર વિગેરે ઘણું દુ:ખ પ્રાપ્ત થાઓ એવો શ્રાપ દેતા થયા ॥ ૨૫ ॥

**एकस्मिन् दिवसे राज्ञो धनमादाय तस्करः ॥**
**तत्रैवचागत श्चोरो वणिजौ यत्र संस्थितौ ॥ २६ ॥**

એટલામાં જ્યાંહાં સાધુવાણીયો પોતાના જમાઈ સાથે રેહેતો હતો ત્યાં તે ગામના રાજાનું ધન્ય ખજાનો ફાડી બે ચોર ચોરી લાવી તેના રહેવાના ઘરમાં સંતાઇ રહ્યા. ॥ ૨૬ ॥

**तत्पश्चाद्धावकान्दूतान्दृष्ट्वाभीतेनचेतसा ॥**
**धनंसंस्थाप्य तत्रै वस्तु शीघ्रम लक्षितः ॥ २७ ॥**

પણ તે ચોરને પકડવા રાજાના સીપાઈઓ તેમની પાછળ દોડી આવ્યા જોઇ ચોરો જ્યાંહાં સસરો અને જમાઇ સુતા હતા ત્યાં ધન નાખી દેઇ છાનામાના ત્યાંથી નાશી ગયા ॥ ૨૭ ॥

**ततोदूताः समायाता यत्रस्ते सज्जनो वणिक् ॥**
**दृष्ट्वा नृपधनं तत्रबध्वानीतौ वणिक्सुतौ ॥ २८ ॥**

તે પછી સીપાઇઓ જે ઠેકાણે જમાઇ સાથે સાધુવાણીયો હ-તો ત્યાં રાજાનું ચોરેલું ધન્ય પડેલું જોઇ સાધુવાણીઆને તથા તેના જમાઇને કેદ કરી બાંધીને લેઇ ગયા. ॥ ૨૮ ॥

**हर्षेण धावमानाश्च उचुर्नृप समीपतः ॥**
**तस्करौ द्वौ समानीतौ विलोक्या ज्ञापयप्रभो ॥ २९ ॥**

અને ઘણા આનંદથી દોડતા આવી રાજાને વરદી આપી કે હે મહારાજ બે ચોર લાવ્યા છીયે તેમને જોઇ હુકમ કરશો. ॥ ૨૯ ॥

**राज्ञाज्ञप्तास्ततःशीघ्रं दृढंबद्ध्वातुतावुभौ ।**
**स्थापितौतौमहादुर्गे कारागारेऽविचारतः ॥ ३० ॥**

એવું સાંભળી ચોરોને જોઇ વિચાર કર્યા વગર એકદમ કેદ કરવાની શીક્ષા આપતાં વારંજ સીપાઇયોએ તેમને ખુબ બાંધી મોટા કેદખાનામાં લેઇ જઇને મુકયા. ॥ ૩૦ ॥

**मायया सत्यदेवस्य न श्रुतंकैस्तयोर्वचः ।**
**अतस्तयोर्धनं राज्ञागृहीतं चंद्रकेतुना ॥ ३१ ॥**

આ કામમાં એ ચંદ્રકેતુ રાજાએ શ્રી સત્યદેવની માયાથી મોહીત થઈને ચોરીએ ગયેલું ધન્ય તો લીધુ પણ તેની સાથે અ-વિચારે સાધુવાણીયાનું ધન લુટી લીધું. ॥ ૩૧ ॥

**तच्छापाच्च गृहेतस्य भार्या चैवाति दुखिता ।**
**चोरेणापहृतं सर्वं गृहेयच्च स्थितंधनं ॥ ३२ ॥**

તેમજ શ્રી સત્યદેવના શ્રાપથી એ સાધુવાણીઆએ પોતાને ગામ પોતાના ઘરમાં મુકેલું બધું ધન્ય ચોરો લુટી લઇ ગયા તેને લીધે તેની સ્ત્રી પણ ઘણીજ દુઃખી થઇ ॥ ૩૨ ॥

**आधिव्याधि समायुक्ता क्षुत्पिपासाति दुःखिता ।**
**अन्नचिंता पराभूता बभ्राम च गृहेगृहे ॥ ३३ ॥**

અને એ સાધુવાણીયાની સ્ત્રી લીલાવતી ઘણા દુઃખથી અને ઘણી તરશ તથા ભુખથી ઘેરે ઘેર ફરવા લાગી ॥ ૩૩ ॥

**कलावती तु कन्यापि बभ्राम प्रतिवासरम् ।**
**एकस्मिन्दिवसे जाताक्षुधार्ता द्विजमन्दिरम् ॥**
**गत्वापश्यद्व्रतं तत्र सत्यनारायणस्य च ॥ ३४ ॥**

તેમજ તેની કન્યા કલાવતી ઘણી નાહાની તે પણ દરરોજ ઘેર ઘેર ફરી માગી ખાતી એક દિવસે તે કન્યાને ઘણીજ ભુખ લગ્યા થી. આકુળવ્યાકળ થઇને એક બ્રાહ્મણના, ઘરમાં ગઇ ત્યાં શ્રી સત્ય નારણ દેવનું વ્રત તથા પુજા કરતા હતા તે તેણે જોયું ॥ ૩૪ ॥

**उपविश्यकथां श्रुत्वा वरं प्रार्थितवत्यपि ।**
**प्रसादभक्षणं कृत्वाययौ रात्रौ गृहंप्रति ॥ ३५ ॥**

એ વ્રત તથા પુજા જોતાંજ ઘણો આનંદ પામીને ત્યાં બેઠી અને શ્રી સત્યનારણની કથા સાંભળીને સત્યદેવની પ્રાર્થના કરી કે મારૂ દુખ મટે ને મારે બાપ તથા સ્વામી મને મળે એવો આશિર્વાદ શ્રી સત્યદેવ પાસે માગી બ્રાહ્મણે આપેલો પ્રસાદ ખાઇ રોજના કરતાં ઘણી મોડી રાત્રે પોતાને ઘેર આવી ॥ ૩૫ ॥

**माता कलावतीं कन्यां पप्रच्छ प्रेमभावतः ।**
**पुत्रिरात्रौस्थिता कुत्रकिंतेमनसिवर्तते ॥ ३६ ॥**

ને ઘરમાં આવતા વારજ તેની મા લીલાવતી કલાવતી નામની કન્યાને પુછેછે કે હે પુત્રી તું આજે આટલી રાતસુધી કયાં હતી ને શું તારા મનમાં છે. ॥ ૩૬ ॥

**कन्याकलावती प्राहमातरं प्रतिसत्वरम् ।**
**द्विजालयेव्रतं मातर्दृष्टं वांछित सिद्धिम् ॥ ३७ ॥**

કલાવતી કન્યા પોતાની માને ઉતાવળે ઉતાવળે કેહે છે કે હે મા હુ એક બ્રાહ્મણને ઘેર મનમાં ધારેલુ કામ પાર પડે એવું વ્રત તથા પુજન અને કથા કરતા હતા ત્યાં બેઠી હતી ॥ ૩૭ ॥

**तच्छ्रुत्वा कन्यका वाक्यं व्रतं कर्तु समुद्यता ।**
**सामुदातु वणिग्भार्या सत्यनारायणस्य च ॥ ३८ ॥**

એ કન્યાનું બોલવું સાંભળીને લીલાવતી સાધુવાણીયાની સ્ત્રી શ્રી સત્યદેવનું વ્રત તથા પુજન કરવા સારૂ તત્પર થઇ. ॥ ૩૮ ॥

**व्रतंचक्रे सैवसाध्वी बंधुभिः स्वजनैःसह ।**
**भर्तृजामातरौ क्षिप्रमागच्छेतां स्वमाश्रमम् ॥ ३९ ॥**

ને એ મહા સતી સાધુવાણીઆની સ્ત્રી પોતાના સગા વાહાલા ભાઇબાંડુ સાથે શ્રી સત્યદેવનુ વ્રત. પોતાનાસ્વામી તથા જમાઇ પોતાને ઘેર જલદી આવે એવો હેતુ મનમાં ધરી પુજન કરવા લાગી ॥૩૯॥

**अपराधं च मे भर्तुर्जामातुः क्षंतुमर्हसि ।**
**इतिदिव्यंवरंवव्रे सत्यदेवंपुनःपुनः ॥**
**व्रतेनानेनतुष्टोऽसौ सत्यनाराणः प्रभुः ॥ ४० ॥**

એ પુજન કરતી વખતે સત્યદેવની પાસે વારેઘડી એવો વર માગતી હતી કે હે શ્રી સત્યનારાયણ પ્રભુ મારા સ્વામી તથા જમાઈના અપરાધ ક્ષમા કરવાને આપજ યોગ્ય છો એવી તે લીલાવતી સાધુવાણીઆની સ્ત્રી પ્રાર્થના કરતી હતી તેથી કરીને વ્રત તથા પુજનને ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુ સંતોષ થયા. ॥ ૪૧ ॥

**दर्शयामासहिस्वप्नंचंद्रकेतुंनृपोत्तमं ।**
**बंदिनौमोचयप्रातर्वणिजौनृपसत्तम ॥ ४१ ॥**

અને માયારૂપી ભગવાન સત્યદેવ એમણે ચંદ્રકેતુ નામના રતનસાર પુરનો રાજા કે જેણે લીલાવતીનો સ્વામી તથા જમાઈ એમને કેદખાનમાં મુકયા હતા તેને પોતે સ્વપ્નામાં આવી આજ્ઞા કરી કે હે રાજા તું નિરપરાધી બે વાણીઆને બંધીખાનેથી છોડી મુક. ॥ ૪૧ ॥

**देयंधनं च तत्सर्वं गृहीतं यत्त्वयाधुना ।**
**नोचेत्त्वांनाशयिष्यामि सराज्य धनपुत्रकम् ॥ ४२ ॥**

અને તેમનુ જે સઘળુ તેં હરણ કરી લીધેલું છે તે સઘળું તેમને પાછું આપ ને તેમને આદરસત્કાર કરીને વિદાયકર નહીતો તારા ધન ધાન્ય રાજ્યપાટ સ્ત્રી પુત્ર સહી તારા કુળનો નાશ કરીશ. ॥ ૪૨ ॥

**एवमा भाष्यराजानं ध्यानगम्यो ऽभवत्प्रभुः ॥**
**ततःप्रभातसमये राजाच स्वजनैःसह ॥ ४३ ॥**

એવું તે રાજાને સ્વપ્નામાં કહી શ્રી સત્યદેવ અંતરધ્યાન થઇ ગયા તે પછી રાજા પ્રભાતને સમયે પોતાના પ્રધાન વિગેરે મંડળી સાથે

**उपविस्य सभामध्ये प्राहस्वप्नं जनंप्रति ।**
**बद्धौमहाजनौ शीघ्रं मोचयद्वौ वणिक्सुतौ ॥ ४४ ॥**

સભામાં સિંહાસન ઉપર બેશી સર્વ કચેરીને સ્વપ્ન કહ્યું

ને સીપાઈયોને આજ્ઞા કરી કે બંધીખાને જે હમણા વાણીયાના પુત્ર કેદખાને મુક્યાછે તેમને છોડી મુકો ॥ ૪૪॥

**इतिराज्ञोवचः श्रुत्वामोच यित्वा महाजनौ ।**
**समानीय नृपस्याग्रे प्राहुस्ते विनयान्विताः ॥ ४५ ॥**

એવી રાજાની આજ્ઞા થતાંજ સીપાઈયોએ એ બેઉ જણાઓને બંધીખાનેથી છોડી રાજાની સભામાં લઈ આવ્યા. ॥ ૪૫ ॥

**आनीतौद्वौ वणिक्पुत्रौ मुक्तौ निगड बंधनात् ।**
**ततोमहाजनौनत्वा चंद्रकेतुं नृपोतमम् ॥ ४६ ॥**

ત્યાહાં એ બેઉ બંધીખાનેથી છુટેલા વાંણીયાના પુત્ર રાજાને ઘણીજ નમ્રતાથી નમસ્કાર કરેછે. ॥ ૪૬ ॥

**स्मरंतौपूर्ववृत्तांतंनोचतुर्भयविव्हलो ।**
**राजावणिक्सुतौवीक्ष्यवचः प्रोवाचसादरं ॥ ४७ ॥**

અને પોતાનો પુર્વનો હેવાલ મનમાં લાવી ભયભીત થઈ કાંઈપણ બોલતા નથી એવા ઘણાજ ગરીબ વાણીયાના પુત્રોને જોઈ રાજા ચંદ્રકેતું ઘણાજ આદરભાવથી પ્રધાન વિગેરે મંડળીને આજ્ઞા કરે છે કે ॥ ૪૭ ॥

**दैवात्प्राप्तंमहद्दुःखमिदानींनास्तिवैभयम् ।**
**तदानिगडसंत्यागंक्षौरकर्माद्यकारयत् ॥ ४८ ॥**

આ બે વાણીયાના પુત્રોએ આજસુધી કર્મના અંતરાયો કરીને મોટું દુખ ભોગવ્યું હવે પછી એમને કાંઈપણ ભય નથી એવી આજ્ઞા થતાંજ પગની બેડીયો તોડી હજામત કરાવરાવી. ॥ ૪૮ ॥

**वस्त्रालंकारकं दत्वा परितोष्य नृपश्चतौ ।**
**पुरस्कृत्य वणिक्पुत्रौ वचसातोषयद्भृशम् ॥ ४९ ॥**

વસ્ત્ર અને ઘરેણા વિગેરે પેહેરાવી સંતોષીત કર્યા અને એ બેઉ જણાને પોતાની પાસે બેસારી સારૂં ભાષણ તેમની સાથે કરી ઘણોજ સંતોષ પમાડયો. ॥ ૪૯ ॥

पुरानीतंतुयदद्रव्यंद्विगुणीकृत्यदत्तवान् ।
प्रोवाचतौततोराजागच्छसाधोनिजाश्रमम् ॥ ५० ॥

અને એ બેઉનું પ્રથમ જેટલું ધન્ય હરણ કર્યું હતુ તેથી બમણું તેને આપ્યું અને ચંદ્રકેતુ રાજા કહેવા લાગ્યો કે હે જમાઈ સાથે વાણિયા ભાઈ હવે તમો પોતાને ઘેર જાઓ. ॥ ૫૦ ॥

राजानंप्रणिपत्याहगंतव्यंत्वत्प्रसादतः ॥ ५१ ॥
इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणकथायांतृतीयोऽध्यायः

આ પ્રમાણે રાજાનો હુકમ થયા પછી તરત રાજાને સાધુવાણીયો વંદન કરીને બોલ્યો કે હવે હું આપના આશીરવાદથી મારે ઘેર જઈશ. ॥ ૫૧ ॥ ત્રીજો અધ્યાય શમાપ્ત.

## અધ્યાય ચોથો.

सूतउवाच ॥ यात्रांतुकृतवान्साधुर्मंगलायनपूर्विकाम् ।
ब्राह्मणायधनंदत्त्वातदातुनगरंययौ ॥ १ ॥

સુતજી કેહેછે આ પ્રેમાણે સાધુવાણિયાએ મંગળકારી જાત્રા કરીને રાજા પાસેથી મળેલા ધન્યમાંથી થોડુંક બ્રાહ્મણોને ધન્ય વેહેંચી આપીને પોતાને નગરવિશે આવવા સારૂ નિકળ્યો. ॥ ૧ ॥

कियद्दूरगतेसाधौसत्यनारायणःप्रभुः ।
जिज्ञासांकृतवान्साधोकिमस्तितवनौस्थितम् ॥ २ ॥

ઘણે એક દુર સાધુવાણીયાનું વહાણ દરીયામાં જઈ એક ઠેકાણે લંગર કરેલુ એવું જોઈ ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુને સાધુવાણીયાને તારા વહાણમાં શું છે એ પુછવાની ઇચ્છા થઈ. ॥ ૨ ॥

ततोमहाजनौमत्तौहेलयाचप्रहस्यवै ॥
कथंपृच्छसिभोदंडिन्मुद्रांनेतुंकिमिच्छसि ॥ ३ ॥

અને પરબ્રહ્મ ભગવાન શ્રી સત્યનારાયણ દેવ સંન્યાસી બાવાનુ રૂપ લેઈ જે ઠેકાણે સાધુવાણીયાએ વાહાણ લંગર કર્યું હતુ ત્યાં આવી એ બેઉ જણાને પુછેછે કે તમારા વાહાણમાં શું છે! એ સંન્યાસી બાવાનો! પ્રશ્ન

સાંભળીને આ બંદીખાનેથી હમણાજ છુટેલા ભરત વાણીયાના પુત્ર એમણે એ સંન્યાસી બાવાની મશ્કરી કરીને કેહેવા લાગ્યા કે હે સન્યાસી બાવા આપ અમારા રૂપિયા લેઇ જવા ઇચ્છોછો કે શું. ॥ ૩ ॥

**लतापत्रादिकं चैव वर्त्तते तरणौमम ।**
**निष्ठुरंच वचः श्रुत्वा सत्यं भवतु तेवच ॥ ४ ॥**

આવીરીતે પ્રથમ તેની મશ્કરી કરી કહેછે કે મારા વાહાંણમાં વેલા તથા પાંદડાં વિગેરે ભરેલાં છે એવું તેમનું કઠોર ભાષણ સાંભળી ભગવાન શ્રી સત્યદેવે કહ્યું કે તારૂં વચન સત્ય હજો. ૪

**एवमुक्त्वागतः शीघ्रंदंडीतस्य समीपतः ।**
**कियद्दूरेततोगत्वास्थितः सिंधुसमीपतः ॥ ५ ॥**

આ પ્રમાણે ભાષણ કરીનેઆવેલો સંન્યાશી સાધુવાણીઆથી આઘે જઇ દરિયાને કિનારેજ ઉભો રહ્યો. ॥ ૫ ॥

**गतेदंडिनिसाधुश्च कृतनित्यक्रियस्तदा ।**
**उत्थितांतरणींदृष्ट्वा विस्मयंपरमंययौ ॥ ६ ॥**

સંન્યાશી બાવો ગયો એવું જોઇને સાધુવાણીઓ પોતાનું ખાવું પીવુ વિગેરે નિત્ય કૃત્ય કરી રહી જુવેછે તો વાહાણ પાણી ઉપર તરવા લાગ્યું આ ચમત્કાર જોઇને સાધુવાણીઓ ઘણેજ વિસ્મય થયો.

**दृष्ट्वालतादिकंचैव मूर्च्छितोन्यपतद्भुवि ।**
**लब्धसंज्ञो वणिक्पुत्रस्त तश्चिंतान्वितोऽभवत् ॥ ७ ॥**

અને વાહાણમાં જુવેછે તો બધા વેલા પાંદડાં જોયાં તે જોઇ ને એકદમ શોકથી ભોંય ઉપર પડયો ને તે પછી ઘણીક વારે શુદ્ધ ઉપર આવ્યો અને ચિંતા કરવા લાગ્યો ॥ ૭ ॥

**तदातुदुहितुः कांतो वचनंचेदमब्रवीत् ।**
**किमर्थंक्रियतेशोकः शापोदत्तश्चदंडिना ॥ ८ ॥**

એટલામાં તેનો જમાઇ તેને એવુ બોલ્યોકે તમે શા માટે ક્રિ-

કર કરોછો તમોને તમે હમણાજ આવેલા સંન્યાશી સાધુએ શ્રાપ આપ્યો તેથી કરીને એવું થયું. ॥ ૮ ॥

**शक्यतेऽनेनसर्वंहि कर्तुंचात्रनसंशयः ।**

**अतस्तंशरणंयामो वांछितार्थो भविष्यति ॥ ९ ॥**

અને તેના બોલવાથી આ પ્રમાણે થશે એમાં કાંઇ પણ સંદેહ નથી એ માટે આપણે તેમને શરણે જઇએ આપણુ ધારેલુ સિદ્ધ થશે.

**जामातुर्वचनंश्रुत्वा तत्काशंगतस्तदा ।**

**दृष्ट्वाचदंडिनंभक्त्या नत्वाप्रोवाचसादरम् ॥ १० ॥**

એવું જમાઇનું બોલવું સાંભળીને સાધુવાણીયો એ સંન્યાશી જ્યાં હતો ત્યાં તેની પાસે જઇને સાંષ્ટાંગ નમસ્કાર કરીને ભક્તિ પુર્વક આદરસત્કારથી બોલેછે કે. ॥ ૧૦ ॥

**क्षमस्वचापराधंमेयदुक्तंतवसंनिधौ ।**

**एवंपुनःपुनर्नत्वा महाशोका कुलोऽभवत् ॥ ११ ॥**

હે યતિશ્વર મહારાજ મારા અપરાધની ક્ષમા કરો એવું વારેઘડીયે કહે છે કે જે હું આપની પાસે બોલ્યો તેની ક્ષમા કરો એવું બોલી ઘણા શોકથી આકુળ વ્યાકુળ થયો. ॥ ૧૧ ॥

**प्रोवाचवचनंदंडीविलपंतंविलोक्यच ।**

**मारोदीःशृणुमद्वाक्यं ममपूजाबहिर्मुखः ॥ १२ ॥**

એવું જોઇને તે યતિશ્વર સંન્યાશી કેહેછે અરે હે વાણીયા તું રો માં તું મારી પુજાથી બહિર્મુખ થયો. ॥ ૧૨ ॥

**ममाज्ञयाचदुर्बुद्धे लब्धंदुःखंमुहुर्मुहुः ।**

**तच्छ्रुत्वाभगवद्वाक्यंस्तुतिंकर्तुंसमुद्यतः ॥ १३ ॥**

અને હે દુષ્ટ બુદ્ધીવાળા તને મારી આજ્ઞાથીજ ઘણાં દુઃખો ભોગવવા પડયાં એવું પરબ્રહ્મ ભગવાનનું વાકય સાંભળીને સાધુવાણિયો શ્રી સત્યદેવની વિનતી કરવા લાગ્યો. ॥ ૧૩ ॥

साधुरुवाच ॥ त्वन्मायामोहिताःसर्वेब्रह्माद्यास्त्रिदिवौकसः ।
नजानंतिगुणान्रूपंतवाश्चर्यमिदंप्रभो ॥ १४ ॥

સાધુવાણીઓ કેહેછે હે દેવ આપની માયાથકી બ્રહ્માદિ સર્વ દેવ મોહીત થાયછે અને એ દેવ છતાં પણ હે પ્રભુ આપના રૂપ ગુણ આદી વૈભવ જાણુતા નથી એ મોટું આશ્ચર્ય જેવુછે.

मूढोऽहंत्वांकथंजानेमोहितस्तवमायया ।
प्रसीदपूजयिष्यामियथाविभववविस्तरैः ॥ १५ ॥

હુંતો એક પામર માણુસ અને તારૂ મારૂ આ માયા જાણનારો છુ આપને કયાંથી જાણુ એવો હું અજ્ઞાન તે માટે મારા ઉપર પ્રસન્ન થાઓ પછી હું આપની મારી સંપત્તિની વડાઈ પ્રમાણે વિધી વિધાનથી પુજા કરીશ. ॥ ૧૫ ॥

पुरावित्तंचतत्सर्वंत्राहिमांशरणागतं ।
श्रुत्वाभक्तियुतंवाक्यंपरितुष्टोजनार्दनः ॥ १६ ॥

હું મારા વાહાણામાં ધન્ય વિગેરે છતાં કપટ ભાવથી ખોટું બોલ્યો એ માટે હે ઇશ્વર તે થકી મારૂ રક્ષણ કરનાર આપ સમર્થ છો એવુ ભકિતભાવનું સધુવાણીઆનું વચન સાંભળીને ભગવાનશ્રી સત્યદેવ સંતોપ પામ્યા અને એ સાધુવાણીઆને તેને મનવાંચ્છિત ફળ આપી ભગવાન અંતરધ્યાન થયા. ॥ ૧૬ ॥

वरंचवांछितंदत्त्वातत्रैवांतर्दधेहरिः ।
ततोनावंसमारुह्यदृष्ट्वावित्तप्रपूरितां ॥ १७ ॥

એટલામાં સાધુવાણીઓ જુવેછે તો પોતાનુ વાહાણુ પ્રથમ પ્રમાણે ધનથી ભરેલુછે. ॥ ૧૭ ॥

कृपयासत्यदेवस्यसफलंवांछितंमम ।
इत्युक्त्वास्वजनैःसार्धंपूजांकृत्वायथाविधि ॥ १८ ॥

આવુ આશ્ચર્ય જોતાંજ સાધું વાણીઆ કેહેછે શ્રી સત્યદેવના

પ્રસાદથકી મારૂ ઈચ્છીત પુર્ણ થયુ એવું બોલી ત્યાં જે તેના સગા-વાહાલા હતા તે સાથે યથાવિધિ શ્રી સત્યદેવનુ પુજન કર્યું. ॥ ૧૮ ॥

हर्षेणचाभवत्पूर्णःसत्यदेवप्रसादतः ।
नावंसंयोज्ययत्नेन स्वदेशगमनंकृतम् ॥ १९ ॥

તે પછી એ સાધુવાણીઓ સત્યદેવની કૃપાથી સુખી થયો અને વાહાણ તૈયાર કરાવી પોતાને દેશ જવાસારૂ નીકળ્યો. ॥ ૧૯ ॥

साधुर्जामातरंप्राहपश्यरत्नपुरींमम ।
दूतंचप्रेषयामासनिजवित्तस्यरक्षकं ॥ २० ॥

વાહાણમાં બેઠેલા જમાઈને સસરો કહેછે કે હે જમાઈરાજ મારી રત્નસારપુરી નગરી દેખાયછે તે જુવો એવુ કહીને પોતાના ધનનુ રક્ષણ કરનારા સિપાઈઓમાંથી એક સિપાઇને પોતાને ઘેર પોતે આવ્યાના વર્તમાન કેહેવા સારૂ મોકલ્યો. ॥ ૨૦ ॥

दूतोऽसौनगरंगत्वासाधुभार्यांविलोक्यच ।
प्रोवाचवांछितंवाक्यंनत्वाबद्धांजलिस्तदा ॥ २१ ॥

એ વાહાણમાંથી ઉતરેલા સિપાઇએ રત્નસારપુરી નગરમાં જઇ સાધુવાણીઆને ઘેર સાધુવાણીઆની સ્ત્રીને જોઇને તેની આગળ હાથ જોડ્યા તે વખતે સ્ત્રી પોતાના સ્વામી તથા જમાઇ આવવની ઇચ્છા કરતી હતી ૨૧

निकटेनगरस्यैवजामात्रासहितोवणिक् ।
आगतोबंधुवर्गैश्चवित्तैश्चबहुभियुतः ॥ २२ ॥

તેજ એ સિપાઇએ કહ્યું કે આપના સ્વામી આપના નગરની સમીપમાં જમાઈ તથા બંધુ વર્ગ સાથે ઘણું ધન કમાઇને આવ્યાછે.

श्रुत्वादूतमुखाद्वाक्यं महाहर्षवतीसती ।
सत्यपूजांततःकृत्वा प्रोवाचतनुजांप्रति ॥ २३ ॥

એ સિપાઇના મ્હોનુ બોલતુ સાંભળીને એ સતી વાણીઆની સ્ત્રી ઘણીજ હર્ષમાન થઈ અને શ્રી સત્યદેવનુ તેજ વખતે પુજન કરી પોતાની કન્યાને કેહેવા લાગી ॥ ૨૩ ॥

**व्रजामिशीघ्रमागच्छ साधुसंदर्शनायच ।**
**इतिमातृवचःश्रुत्वा व्रतंकृत्वासमाप्यच ॥ २४ ॥**

કે હે માહારી વાહાલી કન્યા હું સ્વામીના દર્શન માટે પ્રથમ જાઉંછુ તું તારા બાપનુ દર્શન કરવા આવ એવું માનું વચન સાંભળીને કલાવતી કન્યાએ શ્રી સત્યનારાણના વ્રતની સમાપ્તી કરી. ॥ ૨૪ ॥

**प्रसादंचपरित्यज्य गतासापिपतिंप्रति ।**
**तेनरुष्टःसत्यदेवो भर्तारंतरणींतथा ॥ २५ ॥**

અને પ્રસાદ લીધાવગર પોતાના સ્વામીનુ દર્શન કરવા તત્પર થઇને તરત ગઇ તે અપમાને કરી શ્રી સત્યદેવ તેના ઉપર કોપાયમાન થયા અને તેનો સ્વામી જે વાહાણમાં હતો તેમાંજ બધું ધન હતું તેજ વાહાણ જમાઇ ધન સાથે. ॥ ૨૫ ॥

**संहृत्यचधनैःसार्धं जलेतस्याअमज्जयत् ।**
**ततःकलावतीकन्या न विलोक्यनिजंपतिम् ॥ २६ ॥**

દરીઆમાં અદ્રશ્ય થઇ ગયું તે પછી ઘણીજ જલદીથી આવેલી કલાવતી કન્યાએ પોતાના સ્વામીને દીઠો નહી. ॥ ૨૬ ॥

**शोकेनमहतातत्र रुदतीचापतद्भुवि ।**
**दृष्ट्वातथाविधांनावं कन्यांचबहुदुःखिताम् ॥ २७ ॥**

તે ઉપરથી તેને એટલું તો દુઃખ અને શોક થયો કે જેમ પવનથી કેળનું ઝાડ એકદમ ભોંય ઉપર પડેછે તેમ એ એકાએક રોતી રોતી ભોંય ઉપેર પડી આ પ્રમાણે વાહાણના તથા કન્યાના હેવાલ જોઈ

**भीतेनमनसासाधुः किमाश्चर्यमिदंभवेत् ।**
**चिंत्यमानाश्चतेसर्वे बभूवुस्तरिवाहकाः ॥ २८ ॥**

ગભરાઇ ગયેલા મનનો સાધુવાણીયો કેહેછે કે આશું આશ્ચર્ય છે તેમ વાહાણવાળા પણ ગભરાઇ ગયા ॥ ૨૮ ॥

ततोलीलावतीकन्यां दृष्ट्वासाविह्वलाभवत् ।
विललापातिदुःखेन भर्तारंचेदमब्रवीत् ॥ २९ ॥

પછી લીલાવતી પોતાની કન્યા ભયાભીત થયેલી જોઈ દુઃખથી ઘણોજ વિલાપ કરી પોતાના સ્વામિને કેહેછે ॥ ૨૯ ॥

इदानींनौकयासार्धं कथंसोऽभूदलक्षितः ।
नजानेकस्यदेवस्य हेलयाचैवसाहृता ॥ ३० ॥

જોતાં જોતાંમાં વાહાણમાં આપણો જમાઇ વાહાણ સાથે અદ્રસ્ય થઇ ગયો એતો કાંઇપણ કારણ છે અથવા કોઈ દેવનો અપરાધ થવાથી એ દેવે એ વાહાણ હરણરૂપ અદ્રસ્ય કર્યું હોય. ॥ ૩૦ ॥

सत्यदेवस्यमहात्म्यं ज्ञातुंवाकेनशक्यते ।
इत्युक्त्वाविललापैवततश्चस्वजनैःसह ॥ ३१ ॥

અથવા શ્રી સત્યદેવનું માહાત્મ જાણવાને કોણ શક્તિ માન છે એવું કહીને ઘણાલોકો મળીને ઘણો શોક કરી રડવા લાગી ૩૧

ततोलीलावतीकन्या क्रोडेकृत्वारुरोदह ।
ततःकलावतीकन्या नष्टेस्वामिनिदुःखिता ॥ ३२ ॥

અને પછી પોતાની કન્યા કલાવતીને ખોળે બેસાડી ઘણા વખત સુધી દુઃખથી રડવા લાગી તે જોઇ કલાવતીએ પોતાનો સ્વામી મરી ગયોછે એવું ધારીને ॥ ૩૨ ॥

गृहीत्वापादुकेतस्यानुगंतुंचमनोदधे ।
कन्यायाश्चरितंदृष्ट्वा सभार्यःसज्जनोवणिक् ॥ ३३ ॥

પોતાના સ્વામિની પાદુકાઓ લઇ તે સાથે પોતે સતી થવાને તૈયાર થઇ. એ કન્યા કલાવતી પોતાના સ્વામીની પાદુકાઓ સાથે બળીમરવાનો નિશ્ચય જોઇ સ્ત્રી સાથે સાધુવાણીયો ॥ ૩૩ ॥

आर्तेशोकेनसंतप्तश्चिंतयामासधर्मवित् ।
हृतंवासत्यदेवेनभ्रांतोऽहंसत्यमायया ॥ ३४ ॥

ઘણા શોકથી ત્રાસ પામેલો એવો ધર્મ વિચારથી ચિંતા કરીને બોલેછે શું? શ્રી સત્યદેવે તો એનું હરણ કર્યું નહી હોય અને તેમની માયાથકી મોહિત થઇને તો વ્રત હું જાણતો નથી ૩૪

**सत्यपूजांकरिष्यामि यथाविभवविस्तरैः ।**
**इतिसर्वान्समाहूय कथयित्वामनोरथम् ॥ ३५ ॥**

તો આ કામને વાસ્તે ઘણુંજ ધન્ય ખરચીને એ શ્રી સત્યદેવનું વ્રત કરીશ એવું બધાજણને પાસે બોલાવી પોતાનો મનોરથ કહ્યો ॥ ૩૫ ॥

**नत्वाचदंडवद्भूमौसत्यदेवंपुनःपुनः ।**
**ततस्तुष्टःसत्यदेवो दीनानांपरिपालकः ॥ ३६ ॥**

અને શ્રી સત્યદેવને વારેઘડીએ દંડવત નમસ્કાર કરવા લગ્યો એવો એ સાધુવાણીયો ઘણા ભાવથી શ્રી સત્યદેવને સરણે ગયો તેથી શ્રી સત્યદેવ જે દીન જનોને પાળવાનો સમશેર ફેરવનારા તે સંતુષ્ટ થયા.

**जगादवचनंचैनं कृपयाभक्तवत्सलः ।**
**त्यक्त्वाप्रसादंतेकन्या पतिंद्रष्टुंसमागता ॥ ३७ ॥**

આકાશમાંથી અશરીર વાણીથી સાધુવાણીયાને ભક્તવત્સલ ભગવાન કૃપાથી કહેવા લાગ્યા કે અરે એ સાધુવાણીયા તારી કન્યા મારૂં પુજન કરીને પ્રસાદ ખાધાવગર પોતાના સ્વામીના મોહથીઉતાવળી થતી આવી

**अतोऽदृष्टोऽभवत्तस्याः कन्यकायाःपतिर्ध्रुवम् ।**
**गृहंगत्वाप्रसादंच भुक्त्वासयातिचेत्पुनः ॥ ३८ ॥**

આ કારણથી તેનો સ્વામી આ સમુદ્રમાં અદ્રશ્ય થયોછે એમાં કાંઇ સંદેહ નથી તે માટે જો એ ઘેર જઈ પ્રસાદ ખાઇ પાછી આવશે ૩૮

**लब्धभर्त्रीसुतासाधो भविष्यतिनसंशयः ।**
**कन्यकाताद्दशंवाक्यं श्रुत्वागगनमंडलात् ॥ ३९ ॥**

તો આ તારી કન્યા તેના સ્વામીને જોશે એમાં લગારે પણ તું સંદેહ માનીશ નહીં ॥ ૩૯ ॥

क्षिप्रंतदागृहंगत्वा प्रसादंचबुभोजसा ।

सापश्चात्पुनरागत्य ददर्शस्वजनंपतिम् ॥ ४० ॥

એવા અશરીર આકાશમાંનાં વાકયો સાંભળતાંવારજ કલાવતી જલદીથી પોતાને ઘેર જઇ પ્રસાદ ખાઇ પછી પોતાને ઠેકાણે આવીને જુએછે તો તેજ વખતે સ્વજન અને પોતાનો સ્વામિ તેની નજરે પડયો.

ततःकलावतीकन्या अगादपितरंप्रति ।

इदानींचगृहंयाहि विलंबंकुषेकथम् ॥ ४१ ॥

તે પછી એ કલાવતી કન્યા પોતાના બાપને કહેછે કે હે તાત હવે જલદી આપને ઘેર પધારો શામાટે વિલંબ કરોછો. ॥ ૪૧ ॥

तच्छ्रुत्वाकन्यकावाक्यं संतुष्टोऽभूद्वणिक्सुतः

पूजनंसत्यदेवस्य कृत्वाविधिविधानतः ॥ ४२ ॥

એવું કન્યાનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણીયો આનંદ પામ્યો અને પછી વિધી વિધાનથી શ્રી સત્યદેવનું પુજન કર્યું ॥ ૪૨ ॥

धनैर्बंधुगणैःसार्धंजगामनिजमंदिरं ।

पौर्णमास्यांचसंक्रांतौ कृतवान्सत्यपूजनम् ॥ ४३ ॥

અને ઘણું ધન્ય અને પોતાના સગાવાહાલા ઇષ્ટમિત્ર સાથે પોતાને ઘેર આવ્યો અને તે પછી દરેક પુનમે સુર્ય સંક્રાંતિને દિવસે શ્રી સત્યદેવનું પુજન કરતો ॥ ૪૩ ॥

इहलोकेसुखंभुक्त्वा चांतेसत्यपुरंययौ ॥ ४४ ॥

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणव्रतकथायांचतुर्थोऽध्या

તેથકી એ સાધુવાણીયો આ મનુષ્ય લોકમાંનાં સર્વ સુખ ભોગવી અને મરણ પછી શ્રી સત્યપુરને વિષે ગયો ॥ ૪૪ ॥ ચોથો અધ્યાય સમાપ્ત

## અધ્યાય પાંચમો.

सूतउवाच ॥ अथान्यच्चप्रक्ष्यामिशृणुध्वंमुनिसत्तमाः ।

आसीदंगधवजोराजाप्रजापालनतत्परः ॥ १ ॥

સુતજી કેહેછે હે મુનીવરજી શ્રી સત્યદેવ વિશે એથી પણ બીજો એક ઈતિહાસ કહુંછું તે સાંભળો પુર્વે અંગધ્વજ નામનો રાજા પ્રજાનું પાલણ કરવાને તત્પર એવો હતો. ॥ ૧ ॥

प्रसादंसत्यदेवस्यत्यक्त्वादुःखमवापसः ।
एकदासवनंगत्वाहत्वाबहुविधान्पशून् ॥ २ ॥

એ રાજાએ શ્રી સત્યદેવનો પ્રસાદ છાંડયો આ દોષથી ઘણોજ દુઃખ પામ્યો તે એવું કે એક દિવસે તે રાજા હરણનો શિકાર કરવા વનમાં જઈ ઘણા પશુને મારી ॥ ૨ ॥

आगत्यवटमूलंचदृष्ट्वासत्यस्यपूजनम् ।
गोपाःकुर्वंतिसंतुष्टा भक्तियुक्ताःसबांधवाः ॥ ३ ॥

એક વડના ઝાડના થડ નજીક આવ્યો અને શ્રી સત્યદેવ પુજન થતું તેણે જોયું એ પુજન ગોપગણ એટલે ગોવાળીયા સરવે પોતાના ભાઈ બંધો સાથે ભક્તિથી કરતા હતો. ॥ ૩ ॥

राजादृष्ट्वातुदर्पेणनगत्वाननामसः ।
ततोगोपगणाःसर्वेप्रसादंनृपसंनिधौ ॥ ४ ॥

તે જોઈને પણ રાજા તેમની પાસે ગયો નહી તેમ દુરથી પણ તેણે નમ્રતાથી નમસ્કાર કર્યો નહી તોપણ એ ગોપગણો એ પુજન કર્યું પછી પ્રસાદ રાજાના પાસે મુકી. ॥ ૪ ॥

संस्थाप्यपुनरागत्य भुक्त्वासर्वेयथेप्सितम् ।
ततःप्रसादंसंत्यज्यराजादुःखमवापसः ॥ ५ ॥

બધા પછા આવ્યા અને પ્રસાદ ખાઈ પરમ આનંદમાં રહ્યાં આણીગમ રાજાએ એ પ્રસાદ ન લેતાં ત્યાંજ રહેવા દીધો એ કારણથી એ ઘણુંજ દુઃખ પામ્યો. ॥ ૫ ॥

तस्यपुत्रशतंनष्टंधनधान्यादिकंचयत् ।
सत्यदेवेनतत्सर्वंनाशितंममनिश्चितम् ॥ ६ ॥

તેના સો પુત્ર મરી ગયા ધન ધાન્ય ઇતિયાદિ જે કાંઇ હતુ તે બધુ જતુ રહ્યું ત્યારે તે રાજાના મનમાં વિચાર ઉતપન્ન થયો કે મારૂં આ સર્વ શ્રીસત્યદેવેજ નિશ્ચય હરણ કર્યુંછે. ॥ ૬ ॥

अतस्तत्रैवगच्छामि यत्रदेवस्यपूजनम् ।

मनसातुविनिश्चित्य ययौगोपालसंनिधौ ॥ ७ ॥

એ માટે હવે જ્યાં શ્રીસત્યદેવનું પુજન હશે ત્યાં હું જઇશ એવું એવું મનમાં લાવીને રાજા ગોપગણ પાસે આવ્યો . ॥ ૭ ॥

ततोऽसौसत्यदेवस्य पूजांगोपगणैःसह ।

भक्तिश्रद्धान्वितोभूत्वा चकारविधिनानृपः ॥ ८ ॥

અને ભક્તિથી એ ગો ગણો સાથે શ્રીસત્યદેવનું પુજન કરવા લાગ્યો. ૮

सत्यदेवप्रसादेन धनपुत्रान्वितोऽभवत् ।

इहलोकेसुखंभुक्त्वा चांतेसत्यपुरंययौ ॥ ९ ॥

તે પછી શ્રીસત્યદેવના પ્રસાદથી એ રાજા ધન તથા પુત્રવાન થયો અને આ મનુષ્ય લોકમાંના સર્વ સુખ ભોગવીને અંતે સત્યપુરને વિશે ગયો.

यइदंकुरुतेसत्यव्रतं परमदुर्लभम् ।

शृणोतिचकथांपुण्यां भक्तियुक्तःफलप्रदाम् ॥ १० ॥

આવું આ ઘણું દુર્લભ શ્રી સત્યનારાયણ વ્રત જે કોઇ સ્વીકારે છે અથવા જે કોઈ ભક્તિપુર્વક પુણ્ય અને ફળ આપનાર આવી આ શ્રીસત્યના-રાયણની કથા સાંભળે છે ॥ ૧૦ ॥

धनधान्यादिकंतस्य भवेत्सत्यप्रसादतः ।

दारिद्रोलभतेवित्तंबद्धोमुच्येतबंधनातः ॥ ११ ॥

તેને ભગવાન શ્રીસત્યદેવના પ્રસાદથી ધનધન્ય વિગેરે સંપત્તી પ્રાતપથાયછે દરિદ્રી હોય તેને ધનલાભ થાયછે બંદીખાને પડયો હોય તો તેથી મુક્ત થાયછે ॥ ૧૧ ॥

भीतोभयात्प्रमुच्येत सत्यमेवनसंशय ॥

ईप्सितंचफलंभुक्त्वा चांतेसत्यपुरंव्रजेत् ॥ १२ ॥

જેને ભય પ્રાપ્ત થયું તો તે ભયથકી મુક્ત થાય આ સત્યછે એ-
માં કાંઈપણ સંદેહ નથી શ્રી સત્યદેવનુ વ્રત કરનારો માણસ આ લોક
ને વિશે સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુર એટલે વૈકુંઠને વિશે જાયછે

इतिवःकथितंविप्राः सत्यनारायणव्रतम् ।
यत्कृत्वासर्वदुःखेभ्यो मुक्तोभवतिमानवः ॥ १३ ॥

સુતજી કેહેછે હે શૈનકઆદી રૂષીઓ આ પ્રમાણે આપને
શ્રી સત્યનારાયણ વ્રત કર્યાથકી માણસ સર્વે દુખથકી મુક્ત થાયછે ॥૧૩

विशेषतःकलियुगे सत्यपूजाफलप्रदा।
केचित्कालंवदिष्यंति सत्यमीशंतमेवच ॥ १४ ॥

તેમાં મુખ્યત્વે કરીને આ ઘોર કલિયુગમાં ફળ આપનારી આ શ્રી સત્યદે-
વની પુજાજ સમર્થ છે કેટલાએક દિવસ સુધી આ સત્યનારાયણને
( સત્યઈશ ) એવું કેહેછે. ॥ ૧૪॥

सत्यनारायणंकेचित्सत्यदेवंतथापरे ।
नानारूपधरोभूत्वा सर्वेषामीप्सितप्रदः ॥ १५ ॥

કોઈ સત્યનારાયણ કોઇ સત્યદેવ એવું તેને કેહે છે પણ એ ભગવાન
અનેકરૂપ ધારણ કરીને સર્વે જીવમાત્રને ઈચ્છિત ફળ આપનારા છે ૧૫

भविष्यतिकलौसत्यव्रतरूपीसनातनः ।
यइदंपठतेनित्यंशृणोतिमुनिसत्तमाः ।
सत्यंनश्यंतिपापानिसत्यदेवप्रसादतः ॥ १६ ॥

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणव्रतकथायांपञ्चमोऽध्या

ને કલિયુગને વિશે તો સનાતન એટલે ચિરકાળ વ્રતરૂપી એ-
વો થશે આ સત્યનારાયણ વ્રત કથાનો જ કોઈ નિત્ય પાઠ અગર શ્ર-
વણ કરે તો તેને સુતજી કેહેછે હે શૌનક આદી મુનીઓ શ્રી સત્યદે-
વના પ્રસાદથી સર્વે પાપો જતાં રહેછે. ॥ ૧૬ ॥

સમાપ્ત.